# લંડન રાજ-રહસ્ય

અથવા

# મીસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન



## ભાગ ૯ મો.

મુળ લેખક:-

સ્વર્ગસ્થ જ્યોર્જ વીલીયમ રેનોલ્ડસ.

અનુવાદક:

સાકરલાલ મગનલાલ કાપડીયા.

૭, કુંભાર ટુકડા, મુંબઈ.

મુદ્રક અને પ્રકાશક:

હરિલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી.

શ્રી હરિ-હર પ્રીન્ટીંગ પ્રેસ.

૧૮૨, બજારગેટ સ્ટ્રીટ કોટ, મુંબઈ.

મુંબઈના સબ એજન્ટ:

બુકસેલર ગોવર્ધનદાસ પુરૂષોતમદાસ ઠક્કર.

દેવકરણ મેન્શન, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.

આવૃત્તિ પહેલી. (સર્વ હક્ક સ્વાધીન.) સને ૧૯૨૭.

કીંમત રૂ. ૦-૧૪-૦.

# અનુક્રમણીકા.

# નિવેદન.

લંડન રાજરહસ્ય અથવા મીસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડનની અમારી સીરીઝ એટલી બધી લોકપ્રિય થઇ ગઇ છે કે પાછળથી ગ્રાહક થનારાઓને બેવડી કે ત્રણગણી કિમ્મત આપતાં પણ પાછલાં ભાગો મળતાં નથી. અમે ઝપાટાબંધ નવ ભાગો બહાર પાડવાને શકિતવાન થયા છીએ તે માટે અમે અમારા કદરદાન વાંચકોના આભરી છીએ. હવે બીજા ત્રણ ભાગમાં યાને કુલ્લે બાર ભાગમાં આ સીરીઝ પુરી થશે. હવેથી આઠ આનાની પ્રવેશ ફી લઈને સીરીઝના ગ્રાહક સ્વીકારવામાં આવશે નહિ; પણ આખી સીરીઝના બાર ભાગના સામટા પૈસા અગાઉથી લેવામાં આવશે. જેઓને દુનિઆની આ મહાભારત વારતા આખી વાંચીને જીંદગીનો અમુલ્ય લ્હાવો લેવો હોય તેઓએ રૂ. ૮ ભરીને આખી સીરીઝના સેટના ગ્રાહક થઇ જવાની કૃપા કરવી.

૧૨ ભાગ સામટાના રૂ. ૮ થશે. વી. પી. પોસ્ટેજ રૂ. ૧ વધુ પડશે.

બાકીના ત્રણ ભાગો બબ્બે મહિને પ્રગટ થશે. માટે તપાસ કર્યા કરજો.

વિલાસ ઓફીસ.

---

# લંડન રાજ=હસ્ય

## અથવા

# મિસ્ટરીઝ ઑફ ધી કોર્ટ ઑફ લંડન

## ભાગ નવમો.

### પ્રકરણ—૧૩૫ મું.

### અસલ ઘરમાં.

ખુરખાનાચને બીજે દિને સ્હવારે પોલીનની આંખ ઉઘડી ત્યારે તે એક રાજવંશી શયનગૃહમાં સુંદર પલંગપર પડી હતી. નીદ્રા ઉડતાંજ તેને ગઇ રાતના બનાવો યાદ આવ્યા. લોર્ડ ફ્લોરેમલ બેવફા નીવડયો અને પોલીનની નજર સામે બીજી સ્ત્રીને ઉપાડી ગયો એ ખ્યાલથી તે ઝારઝાર રડવા લાગી. થોડીવાર રૂદન કર્યાં પછી તેના હૃદયનો ભાર જરા હલકો થયો. તે આંસુ લુછી નાખી બીછાનાનો ત્યાગ એક ખુરશી પર બેઠી એવામાં ધીમેથી દ્વાર ખોલી જ્યોર્જીઆના યાને ડચેસ ઑફ ડેવનશાયર અંદર આવી.

"વ્હાલી પોલીન ! તને શું થયું છે ! મને તો વાત કરશું ઑક્ટેવીઆને કંઇ—"ડચેસ પોલીનના માથા પર માતાની પેઠે હાથ ફેરવતી બોલી.

"નહિં. નહિ. ઑક્ટેવીઆ સારી છે. કાલે રાતે હું આવા પોષાકમાં એકલી તમારે ત્યાં આવી તે માટે તમારી ક્ષમા માગું છું."

"પોલીન ! મારી વ્હાલી બ્હેન ! મારી સાથે આવા શિષ્ટાચારની જરૂર નથી. બોલ, શું છે ? રડી રડીને તારી આંખો લાલ થઇ ગઇ છે. "ડચેસ લાગણીભર્યા અવાજે બોલી.

"લો, આ વાંચો" કહી પોલીને રડતી આંખે એક ચીઠ્ઠી ડચેસના હાથમાં દતી. એ ચીઠી નીચે મુજબ હતી:—

"લોર્ડ ફ્લોરમલ વિશ્વાસપાત્ર નથી. બહારથી તે સાધુ થઇ જવાનો ઢોંગ બતાવે છે પણ અંદરથી જેવો હતો તેવોજ છે. ફરક એટલોજ છે કે પ્રથમ તે ગમે તે રમણી સાથે છડેચોક પ્રેમ કરતો. હવે તમને છેતરવા માટે છૂપી પ્રેમલીલા કરે છે. કાલે રાતે કોવેન્ટ ગાર્ડનમાં બુરખા નાચ થવાનો છે તેમાં લીલો ડોમીનો પહેરી લોર્ડ ફ્લોરેમલ જનાર છે તે ત્યાં જઇ શું કરે છે તે નજરે જોઇ ખાત્રી કરજો. તમારા જેવી સરલ હૃદયા સ્ત્રી એક લંપટની દગાબાજીનો ભોગ ન થાય તે માટે આ ચેતવણી આપું છું. મારો બીજો કંઇ હેતુ નથી. આ લંડન શહેરમાં ચિત્રવિચિત્ર નાટક ભજવાય છે. અહિં પળવારમાં વેષ બદલવાના સાધનો મળે છે. આ સાથે એવી એક દુકાનનું ઠેકાણું મોકલ્યું છે. દુકાનવાળી તમને વેષ બદલવાની સગવડ કરી આપશે. ત્યાંથી કોવેન્ટ ગાર્ડન બહુ દુર નથી. બુરખા નાચમાં જઇ લોર્ડ ફ્લોરેમલ સાથે એક શબ્દ પણ ન બોલતાં. મનના આવેશને દાબી રાખજો. તમને તે પીછાની જશે તો તમે તેનાં કરતુક જાણી શકશો નહિ; માટે સાવધાનીથી વર્તજો."

"અફસોસ—"ચીઠ્ઠી વાંચી રહ્યા પછી ડચેસ બોલી: "બહેન! હું કહું છે તે પરથી મને લાગે છે કે આ ચીઠીમાંની વાત સાચી ઠરી છે."

"હા. બ્હેન! કમનસિબે એ વાત સાચી ઠરી. આ પત્ર મળતાંજ ઓકટેવીઆને નર્સને સોંપી હું લંડન આવી—પેલી દુકાનમાં વેષ બદલી બુરખા નાચમાં ગઇ—ત્યાં મને લીલા ડોમીનોવાળો પુરૂષ મળ્યો—હું ચીઠી લખનારીની ચેતવણી ભૂલી ગઇ—હું તેની પાસે ગઇ—મેં તેનું નામ પૂછ્યું—તે સમજ્યો કે જે સ્ત્રીને તે શોધે છે તે હુંજ છું એટલે તરત તેણે પોતાનું નામ ગેબ્રીલ જણાવી દીધું—" પોલીન ચોધાર આંસુ રેડતી બોલી: "આહ! હું એમને કેવા પ્રબલ પ્રેમથી ચાહતી હતી. મારી સઘળી આશા માટીમાં મળી ગઇ."

"રડ ના, બ્હેન ! રડ ના. હું તમને બન્નેને પાછાં મેળવી આપીશ."

"નહિ. હવે એ શકય નથી. કાચની બરણી તુટયા પછી પાછી સંધાતી નથી. હશે. જેવું મારૂં ભાગ્ય ! હજુ મારી કરમકથા પુરી થઇ નથી. થીએટરમાં મારા પ્રેમની હોળી થયલી જોઇ હું હતાશ થઇ બ્હાર નીકળી. બધા મકાનો બંધ થઇ ગયા હતા એટલે લાચારીથી હું એક ગાડીમાં બેઠી. મેં કોચમેનને કોઇ સારા હોટલમાં જવાનો હુકમ કર્યો. પણ નસીબ બે ડગલાં આગળનું આગળ ! મારી સાથે દગાબાજી થઇ અને મને એક મકાનમાં લઇ જવામાં આવી. આં મારી બ્હેનનું સત્યાનાશ વાળનાર બદમાશ મારી લાજ લુંટવા તૈયાર થયો." પોલીને કહ્યું.

"શું ? પ્રિન્સે તારાપર બલાત્કાર કરવાની કોશીષ કરી ?"

"હા. બ્હેન ! તે મને દગાબાજીથી પેલી દલ્લાલા મીસીસ બ્રોસને ત્યાં લઇ ગયો."

"આહ ! કેવી નીચતા ! એક બહેનનું સત્યાનાશ વાળીને પણ પ્રિન્સને સંતોષ ન થયો ?"

"એનામાં મનુષ્યત્વનું નામ નીશાન નથી. તેણે મને વિનવી–ધમકાવી–અંતે મારા પર બલાત્કાર કરવાની તૈયારી કરી–પણ સારે નસીબે એક ભલો માણસ મારી ચીસ સાંભળી મારી વ્હારે ધાયો અને હું એ પાપીના પંઝામાંથી છુટી એકદમ બહાર નીકળી ગઇ. બ્હાર જઇ ગાડીમાં બેઠી અને એકદમ તમારે ત્યાં આવી કેમકે અહિં મને કંઇ ભય નથી તે હું જાણુતી હતી."

"સારૂં કર્યું બહેન ! આ ઘર તારૂંજ છે. તું શાંત થા. હું ફ્લોરેમલને ઠેકાણે લાવીશ." હ્યેસે ટાઢક આપી.

"નહિ. નહિ. હવે એ વાત છોડી દો. એ મને ચાહતાજ નથી. જો મને ચાહતા હોત તો મારી નજર સામે બીજી સ્રીને લઇને ચાલ્યા જાત ખરા ?"

"ત્યારે હવે તું શું કરવા માગે છે ?"

"મને તમારે પૈસાની મદદ કરવી પડશે: હું મારા પિતા પાસે એક પાઇ પણ લેવાની નથી."

"બ્હેન! તું મારી સગી બ્હેન જેવી છે. તું પૈસાની ફીકર ન કર. બોલ, તારે ક્યાં રહેવું છે?"

"અમે ગરીબ હતાં ત્યારે એજવર રોડપર પેરેડાઇઝ મેન્શનમાં રહેતા હતા. ત્યાં દોઢ વર્ષ રહી મારા પિતા કવેન્ડીશ સ્કવેરમાં રહેવા ગયા છે. હવે તે ઉમરાવ બની ગયા છે. એટલે હું પાછી એજવર રોડપર અમારા અસલના મકાનમાં રહેવા ગઇ છું તેની કોઇને ખબર પડશે નહિ અને પ્રિન્સ પણ મને ત્યાં સતાવી શકસે નહિ. હું એજ મકાનમાં પાછી જવા ચાહું છું."

"હું ડ્યુકને કહી એજ મકાન ભાડે રાખવાની તજવીજ કરૂં છું." ડચેસે કહ્યું. પોલીને તેનો આભાર માન્યો.

ડચેસે તરતજ પોલીનની ઇચ્છા પોતાના પતિ ડયુક ઓફ ડેવનશાયર સમક્ષ રજુ કરી. જર આહેસો કર! ડયુકે નોકરને મોકલી એજવર રોડપરનું મકાન પોલીનને નામે ભાડે રાખી લીધું. બીજી બાજુ ઓકટેવીઆને લેવા ગાડી રવાના થઇ. યથા સમયે ઓકટેવીઆ આવી પહોંચી અને બન્ને બહેનો ડચેસની ગાડીમાં બેસી પોતાના અસલ મકાનમાં ગઇ. વાંચનારને યાદ હશે કે આજ મકાનમાં પ્રિન્સ ઓફ વેલ્સ હાર્લીને નામે ઘુસી ઓકટેવીઆના પ્રેમમાં પડયો હતો. પોતાના મુળ પ્રેમ સ્થાન પર આવતાંજ ઓકટેવીઆ ઘર ઓળખી ગઇ. તે પોલીનને વળગી પડી રડવા લાગી અને દુ:ખી પોલીન હિમ્મત રાખી પોતાની બ્હેનને આશ્વાસન આપવા લાગી.

સારે નસિબે આ મકાનમાં આવ્યા પછી ઓકટેવીઆની તબીઅત સુધરવા લાગી.

# પ્રકરણ ૧૩૬ મું.

## વકીલ અને વિચિત્ર સ્ત્રી.

પોલીન એજવર રોડ પરના મકાનમાં રહેવા ગઇ તેને બીજે દિને બપોરે એક યુવતી હોલબર્નના સ્ટ્રીટમાં ફેધરસ્ટોન બીલ્ડીંગ સામે ઉતરી અને દરેક મકાનના દરવાજા પરના નામના પાટીઆં જોવા લાગી. જોતાં જોતાં તેને મી૦ રીગડેન વકીલનું નામ મળી ગયું તે જોતાંજ તે તે વકીલની ઓફીસમાં ચાલી ગઇ અને કારકુનને કહ્યું કે હું મી૦ રીગડેનને મળવા માગું છું.

"આપનું નામ?" કારકુને પૂછ્યું.

"મી૦ રીગડેન મને ઓળખતા નથી એટલે નામની જરૂર નથી. હું તેમને અતિ અગત્યના કામ માટે મળવા માગું છું એટલુંજ કહેજો." તે બાઇ બોલી. કારકુન ગયો અને થોડીજવારમાં પાછો આવી તે પેલી સ્ત્રીને મી૦ રીગડેનના રૂમમાં મુકી આવ્યો.

ઓરડામાં આવતાંજ રીગડેને તે સ્ત્રીને પગથી માથા સુધી જોઇ લીધી. તેને જણાયું કે તે જુવાનીના પુર બ્હારમાં છે. તેના મ્હોંપર દઢતા તરવરી રહી હતી.

"બેસો." રીગડેન નમ્રતાથી બોલ્યો.

યુવતી એક ખુરશી પર બેઠી અને નિશ્ચીત સ્વરે બોલીઃ "મી૦ રીગડન! હું જે કામ માટે આવી છું તે જો નક્કી ન થાય તો આપણી વાતચીત ખાનગી રહેશે કે નહિ તે હું પહેલા જાણવા માગું છું."

"તેની તમે ફીકર ન કરો," વકીલ રીગડેન બોલ્યોઃ "તમે કાયદો તોડવા શિવાય બધી વાતો અહિં ગુપ્ત રહેશે."

યુવતી આ જવાબથી સંતોષ ન પામી. તે એક બે પળ વિચાર કરતી ચુપ બેસી રહી. રીગડેને તપખીરની દાબડી કાઢી એક ચપટી નાકમાં નાખી.

"મી૦ રીગડેન ! જો કોઇ માણસ તમને તમારા કુળના લાભની વાત કરે તો તમે તેના આભારી થાઓ કે નહિ ?"

"અલબત ! હું એવા શખસનો આભાર માનું એટલુંજ નહિ પણ તેને ઇનામ પણ આપું."

"પણ જો એ કામ કાયદાથી વિરૂધ્ધ હોય તો ?"

"જુઓ ! સામાન્ય દગાબાજી અને વિશ્વાસઘાત જેવા ઘણા કામો એવા છે કે જે કાયદાની નજરે ખરાબ ગણાતા નથી." વકીલે વકીલાત ચલાવી.

"મુકદમાની હાર જીતનો મોટો આધાર સનદ અને પ્રાચીન દસ્તાવેજો પરજ રહે છે ને ?"

"હાસ્તો ! દસ્તાવેજો પરજ મોટો આધાર રહે છે અને વકીલોની ફરજ છે કે પોતાના કુળના લાભના દસ્તાવેજો ગમે ત્યાંથી મેળવવા."

"મી૦ રીગડેન ! ધારો કે તમારા કુળનો વિરોધી એવા પુરાવા રજુ કરવાનો હોય કે જેથી તમારા કુળનો કેસ સદંતર માર્યો જાય અને કોઇ એવો શખસ હોય કે જે તમારા કુળના વિરોધીને એવા પુરાવા કોર્ટમાં દાખલ કરવાજ ન દે તો એવા સખસને માટે તમે શું ધારો છો ?" યુવતીએ યુક્તિ પુરઃ સર સવાલ કર્યો.

"વિરોધીના સાક્ષીઓને કોઈપણ રીતે પોતાના પક્ષમાં લઇ લેવા યા કોઇ રીતે તે સાક્ષીજ ન આપે એવી ગોઠવણ કરવી તે વકીલોને માટે ખરાબ ગણાતું નથી. એવા બનાવ તો રોજ બને છે. એમ થવાથી તો કોર્ટનું કામ દિન પર દિન વધતું જાય છે. જો કોઇ દસ્તાવેજ રજુ થવાથી યા તે દાબી દેવાથી પોતાના કુળને લાભ થવાનો સંભવ હોય તો તે ખરીદી લેવાને ખુદ સરકારી વકીલ પણ ના પાડશે નહિ. જે કામ કરવામાં સરકારી વકીલને શરમ નડતી નથી તો પછી તેવું કામ કરવાને હું શા માટે તૈયાર ન થાઉં ?" વકીલે પોતાની જાત બતાવી.

“તો તમે વગર મહેનતે પૈસા કમાવાને તૈયાર છો ?” પેલી સ્ત્રીએ પૂછ્યું.

“એનો અર્થ શો ? શું તમને પૈસા જોઇતા નથી ?”

“નહિ. મી૦ રીગડેન ! મને પૈસાનો લોભ નથી તે પરથી સાબીત થાય છે કે તમે વિશ્વાસ કરવા લાયક છો. જુઓ, આપણી વાત અહિં કોઇ સાંભળી શકે તેમ નથી. તમારે જે કહેવું હોય તે વગર સંકોચે કહી દો.”

“સાંભળો ! લોર્ડ ફ્લોરેમલની અમીરી અને મીલકત મેળવવા માટે તમારાં કોઇ કુળે દાવો કર્યો છે ને ?”

“હા—પણ એ વાતની તમને શી રીતે ખબર પડી ?” વકીલ ચોંકયો.

“મને શી રીતે એ વાતની ખબર પડી તે ન પૂછો. તમારા કોઇ કુળે દાવો કર્યો છે કે નહિ અને તે જીતે એવી તમારી ખાહેશ છે કે નહિ ?”

“દરેક વકીલ પોતાના કુળની જીત થાય એમ ઇચ્છે છે.”

“પણ આ કેસ જીતવાથી તમને પૈસા મળશે અને સાથે કીર્તિ પણ મળશે.”

યુવતીની તીક્ષ્ણ બુદ્ધિ જોઇ વકીલ અજબ થયો.

“હા. તમારી વાત તો સાચી છે.” તેણે કહ્યું.

“હવે તમારા કુળના લાભને માટે લોર્ડ ફ્લોરેમલ ચોકસ સનદો અને દસ્તાવેજો કોર્ટમાં રજુ ન કરી શકે તે ખાસ જરૂરી છે.”

“હા. એમ છે તો ખરૂં !” હવે વકીલની ઉત્કંઠા વધવા લાગી.

“ધારો કે એ દસ્તાવેજો કોઇ તમને લાવી આપે તો તમે શું કરો ? લોર્ડ ફ્લોરેમલ પર પાછા મોકલી આપશો ?” યુવતીએ સીધો સવાલ કર્યો.

રીગડેન જરાવાર વિચાર કરી બોલ્યોઃ “નહિ. નહિ. એવા કિમતી ઓથારીઆ મારા હાથમાં આવે તો હું લોર્ડ ફ્લોરેમલને તે કદિ પાછા ન આપું.”

“વારૂ, એ કાગળો જોઇને તમે ઓળખી શકશો ખરા ?”

“હા.”

"જુઓ—આ દસ્તાવેજો તમારા કુળના લાભના છે ?" કહી તે યુવતીએ ગજવામાંથી એક કાગળનું બંડલ બહાર કાઢી તેમાંથી એક દસ્તાવેજ બ્હાર કાઢયો. રીગડેને તે લેવા હાથ લાંબો કર્યો પણ પેલી યુવતીએ માથું હલાવી કહ્યું: "પહેલી લીટીઓ વાંચી જુઓ. બોલો, આજ કાગળ છે ?"

"હા. એજ છે."

"તો લો—" કહી યુવતીએ બધા કાગળો તેને હવાલે કર્યા: "આનો ઉપયોગ કરો—તમારા કુળને લાભ થવા દો અને લોર્ડ ફ્લોરેમલને પાયમાલ કરી નાખો—"આ શબ્દો ઉચ્ચારતાં દ્વેષ અને વેરની લાગણીથી તે રૂપસુંદરીનો ચ્હેરો ભયંકર થઇ ગયો.

"તમે આ બીના હંમેશા છુપી રાખશો તેની ખાત્રી ?" રીગડેને મનમાં રાજી થઇ પૂછયું.

"ખાત્રી ! તમને ખાત્રી જોઇએ છે ? હું તમને જોઇએ તેવી ખાત્રી આપવા તૈયાર છું." આવેશને લીધે તેના ગાલ પર લોહીની રતાશ છાઇ આવી: "સાંભળો ! હું વેરની તરસી છું. હું મારા કલંકની વાત તમને કહેવા માગતી ન્હોતી. પણ તમે ખાત્રી માગો છો ત્યારે મારે કહેવું પડે છે કે બદમાસ લોર્ડ ફ્લોરેમલે મારા કૌમારનો ભંગ કર્યો હતો તેથી હું તેના પર વેર લેવા માંગુ છું. જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી હું એ નીચ ઉમરાવને પાયમાલ કરવાને આભ અવનિ એક કરી નાખીશ. બોલો, હવે તમને મારા પર વિશ્વાસ આવે છે કે નહિ ? હવે તમને કંઇ શંકા છે ?"

"નહિં. હવે મને કંઇ શક નથી. આ દસ્તાવેજોથી હું લોર્ડ ફ્લોરેમલને તારાજ કરી નાખીશ. પણ તમે થોડુંક ઇનામ—"

"નહિ. એક કોડી પણ નહિ. મારા જીગરનો ડંખ જાણ્યા પછી પણ તમે આવી વાત કરો છો ? હું એકવાર એ બદમાસ પર મરી પડતી હતી. હવે તેને પાયમાલ કરવા શિવાય મારા જીવનનો બીજો કોઇ હેતુ નથી." કહી તે વીજળીક વેગે રીગડેનની ઓફીસ છોડી ગઇ.

# પ્રકરણ ૧૩૭ મું.

## ભીખારી કુંટુંબ.

લગભગ આઠ દશ દિવસ થયા ગરીબ બિચારી મિસીસ મેલમથ મજુરી ન મળવાથી પોતાના અર્ધનગ્ન ભૂખ્યા બાળકોને લઇ વિશાળ લંડન શહેરમાં રસ્તે રસ્તે ભીખ માગીને પોતાના પેટનો ખાડો પુરી રહી હતી.

પ્રથમ તે વ્હાઇટ હોલના રાજવંશી લતા પર જઇ ભીખ માગવા ઉભી રહી. બે ત્રણ કલાક સુધી કોઇને આ ભીખારી કુંટુંબ તરફ દયાભરી નજરે જોવાની પણ ફુરશદ ન મળી કોઇ ગાડી આવતી જણાતી ત્યારે મેલ્મથનો સૌથી નાનો પુત્ર રડતો, કરગરતો પાઇ પૈસો મેળવવાની આશાથી ગાડી પાસે દોડતો પણ શ્રીમંતોની ગાડી હાંકનાર ગરીબોમાં પણ પોતાના શેઠીઆઓની તુંદ મીજાજી આવી જાય છે. શેઠ શેઠાણીની લાત ખાઇને જીવતા કેચમેન અને હજુરીઆઓ બીચારા ગરીબ ભીખારી બાળકને ગુસ્સાથી ધુતકારી કાઢતા અને એ રંક બાળક નિરાશ થઇ રડતો રડતો પોતાની હતભાગી માની ગોદમાં લપાઇ જતો. ગાડીમાં બેઠેલી વિલાસની પુતળીઓ આ ગરીબોને જોઇ નાકના ટીચકા ચઢાવી બબડતી કે "હવે ભીખારીઓ ભારી ન્યુસંસ કરી રહ્યા છે."

થોડીવાર પછી એક બુઢ્ઢી સ્ત્રી પોતાના હજુરીઆ સાથે આવતી જણાઇ. હજુરીઓ જવાન અને ખુબસુરત હતો. તેણે સુંદર વસ્ત્રો પહેર્યા હતા. તેના હાથમાંએક નાનો ફ્રેંચ કુતરો હતો બુઢ્ઢીને આ કુતરો ઘણો વ્હાલો હતો. સારી દુનીયા જહન્નમમાં જાય તેની બુઢ્ઢીને દરકાર ન્હોતી. પણ તેના કુતરાને જરા પણ તકલીફ પડવી ન જોઇએ. તેને, હજુરીઓ એવી રીતે બુઢ્ઢીને જોતો હતો કે તે બન્ને વચ્ચે નોકર અને શેઠાણીનોજ સંબંધ હોય એમ લાગતું ન્હોતું. બુઢ્ઢી તરફ જોઇને તે નીચ હજુરીઓ જે રીતે હસતો હતો તે પરથી સ્પષ્ટ જણાઇ જતું હતું કે બ્હારથી નોકર જણાતો એ જવાન શ્રીમંત બુઢીનો છુપો યાર હતો મીસીસ મેલમથ અને તેના ભુખે મરતા બાળકોની પાસે આવતાં એ યુવાને ગજવામાંથી માંસનો ટુકડો કાઢી

કુતરાના મ્હોમાં મુકયો અને કુતરો તે આનંદથી ખાવા લાગ્યો. મેલ્મથના ગરીબ બાળકો તે ક્ષુધાતુર નજરે જોઇ રહ્યા. બુઢીને કંઇક દયા આવશે એમ ધારી મિસીસ મેલ્મથે તેની પાસે જઇ અતિ નમ્રતાથી ભીખ માગી. પણ તેને જોતાંજ એ નીચ હરામજાદી બુઢીનો મીજાજ બરખેલાફ થઇ ગયો. તેણે પોતાના યારને કહ્યું: "ચાલ, ચાલ, જલદી ચાલ. આ હરામજાદાઓની મારા વ્હાલા કુતરાને નજર લાગશે."

બુઢી ગયા પછી એક બીશપ તે તરફ આવી ચઢયો. રાજેશ્રીને ત્યાં બબે ગાડી હતી પણ આજે તે પગે ચાલતો નીકળ્યો હતો કેમકે તેની એક ગાડી તેની રખાત લઇ ગઇ હતી અને બીજીમાં તેની યુવાન દીકરી સહેલ કરવા ઉપડી ગઇ હતી. તેની પુત્રીની યુવાની અને સુંદરતાથી તેની ઉન્નતિ થઇ હતી. તેની દીકરીની મારકણી આંખોએ અનેક પ્રધાનોના જીગર જખમી કર્યા હતા અને પુત્રીના જોબનને બજારમાં મુકીને આ શયતાન લંડનનો બીશપ બની બેઠો હતો. મીસીસ મેલ્મથે તેને માનથી નમન કર્યું: સામું ડોકું ધુણાવતાંય જાણે જાન ચાલ્યો જતો હોય તેમ સહેજ પાંચ શેરીયું હલાવીને તે ચાલ્યો જતો હતો એવામાં મેલ્મથે ભુખ્યા બાળકો બતાવી ધર્મ ગુરૂ પાસે યાચના કરી. દેવળમાં ધન દોલતને ધીક્કારી કાઢી ગરીબીમાંજ દેવત્વ છે એવો બોધ કરનાર દીકરીનું શીયળ વેચીને વરસે વીશ હજાર પાઉંડનું પેન્શન મેળવનાર બીશપને આ સમયે ભીખારીપણામાં ભયંકર કલંક જણાયું. તે બોલ્યો, "મજુરી કરો, ભીખ માગીને છોકરાઓને આળસુ ન બનાવો."

અંતે રાત પડી. આ સમયે એક ગરીબ સ્ત્રી ત્યાં આવી પહોંચી. મિસીસ મેલ્મથને જોઇ તેને દયા આવી. તેની પાસે એકજ શીલીંગ હતી છતાં તે તેણે લાગણીથી મીસીસ મેલ્મથને આપી દીધી. એ એકજ શીલીંગમાં આ દુઃખી મા દીકરાઓએ જે મળ્યું તે ખાઇ લીધું અને રાત વીતાવવા માટે એક અતિ ગંદા ઘરમાં આશરો લીધો. બાળકો તો તરત સુઇ ગયા પણ હતભાગી મિસીસ મેલ્મથને નિદ્રા ન આવી. તેના પતિને સરકારે વગર ગુન્હે દેશપાર કર્યો હતો. પાસે

એક પાઇ ન્હોતી. રહેવાને ઘર ન્હોતું. બાળકોને ભુખે મરતા જોઇ એ બિચારીની છાતી ફાટી જતી હતી. હવે શી રીતે આ ભુખ્યા બાળકોનું પોષણ કરીશ એ ભયંકર વિચારજ તેને પાગલ કરી નાખવાને પૂરતો હતો. તે બાળકો પાસે જાગતી પડી હતી એવામાં બાજુના રૂમમાં કોઇની વાતચીતનો અવાજ સંભળાયો, જાગ્રત હાલતમાં તે એ વાત સાંભળવા લાગી.

"શું કહે છે મીકસ ! ફરી કહેને !" એક જણે ઉંઘમાંથી જાગીને પૂછ્યું.

"એની વાત તદન બનાવટી છે. મને તે પર બીલકુલ ભરોસો નથી." બીજાએ કહ્યું.

"નહિ. નહિ. હું સાચું કહું છું." મીંકસ બોલ્યો: "સવારે મેં એ વાત સાંભળી હતી અને સાંજે બેગર્સ સ્ટાફમાં છાપામાં પણ વાંચ્યું હતું."

"શું વાંચ્યું હતું ? કોઇ કબરમાંથી મુરદા ખોદી કાઢે છે ?" ચોથો સખસ વાતમાં પુરાયો.

"હા. ભાઇ ! એજ ! આજે ત્રણ ચાર દિવસથી કોઇ કબરો ખોદી મુરદા બહાર કાઢે છે, તેના હાથ પગ કાપી નાખે છે અને લાશપર નાના પ્રકારનો જુલમ કરે છે." મીંકસે જવાબ આપ્યો.

" એવો શયતાન કોણ હશે ? "

" ભગવાન જાણે ! ચાર દીવસ પહેલાં પેન ક્રોસ ચર્ચમાં કોઇના લગ્ન હતાં તેથી પાદરી સવારનાં પહોરમાં ત્યા ગયો હતો. દરવાજો ખોલતાંજ તેને જણાયુ કે એક કબર ખોદીને લાશ બહાર કાઢવામાં આવી હતી અને તના હાથ પગ કાપી નાખવામાં આવ્યા હતા આ વાત સાંભળતા ભયંકર દીલના રૂંવા ઉભા થાય છે. "

આ વાત સાંભતાજ મિસીસ મેલ્મથ કંપી ગઇ તે સાથેજ તેની ઉત્સુકતા વધવાં લાગી આવો નર પિશાચ કોણ હશે તેની તેને કલ્પના પણ ન આવી.

"છાપાવાળાઓ કહે છે કે આવું કદી બન્યું ન હતું. ડોક્ટરોને લાશ પુરી પાડનારાઓનું આ કામ નથી તેમ લાશ પરના દાગીના ચોરી જનારનું પણ આ કામ નથી, હવે દાગીના સાથે મુરદા દાટવામાં આવતાં નથી." મીંકસે બીજા ઓરડામાં વાત આગળ ચલાવી.

"ત્યારે આ કોનું કામ હશે?"

"કોણ જાણે? શોરવીચ ચર્ચ અને સેંટમેંથ બેથનલ ગ્રીનના કબ્રસ્તાનની લાશોપર પણ આવો જુલમ ગુજારવામાં આવ્યો છે ત્યાંના રહીશો તે શાંભળી હેબતાઇ ગયા છે."

"પોલીસ શું કરે છે?"

"પોલીસે કબ્રસ્તાનમાં માણસને પકડવાની જાળ બીછાવી છે. સ્પ્રીંગવાળી બંદુકો લગાવી છે. અને રાતના સખ્ત પહેરો રાખ્યો છે જે હશે તે જલ્દી પકડાઇ જશે."

"મને તો લાગે છે કે કોઇ પાગલ માણસનું કામ હસે"

"નહિ નહિ. કોઇ રાક્ષસ હશે."

"મને તો લાગે છે કે કોઇ ભુખ્યો ડાંશ મુરદા ખોદીને માંસ ખાઇ જતો હશે."

"નહિ, તે પાગલ હોય તે બનવા જોગ છે. પણ રાક્ષસ તો નથી કેમકે કોઇ લાશનું માંશ ખાવામાં આવ્યું નથી એ માણસ લાશ ખોદી કાઢીને તેના ટુકડે ટુકડા કરી નાખે છે. પણ માંસ ખાતો નથી. છાપવાળાઓ કહે છે કે તેમ કરવામાં તેને આનંદ મળે છે," મીંકસે ખુલાસો કર્યો.

"તમે બધા ભુલ કરો છો." ટીડલી વીંગ નામનો સખ્સ આ વખતે બોલ્યો.

"ત્યારે તમેજ કહોને! એ કોણ હસે? મીંકસે પુછ્યું.

"એ પાગલ પણ નથી ને રાક્ષસ પણ નથી" ટીડલી વીંગ એવી ગંભીરતાથી બોલ્યો કે બધા ચુપ થઇ ગયા.

" ત્યારે કોણુ છે, ?

" સાંભળો. થોડાજ દીવસમાં તમારી ખાત્રી થઇ જશે કે મારી વાત સાચી છે, એક વાર હું શાળાનો માસ્તર હતો મેં ઘણા પુસ્તકો વાંચ્યા છે પાદરી સાથે ખટપટ થવાથી હું ભિખારી બન્યો અને અંતે—

" ચોર થયો તેના સાથીએ વાક્ય પુરૂ કર્યું.

" હા મેં પુસ્તકોમાં વાંચ્યુ છે કે આવી રીતે લાશના ટુકડે ટુકડા કરવાના બનાવ અનેક વાર બની ગયા છે ઇંગ્લાડમાં એવા બનાવ ઘણી વાર બન્યા નથી પણ બીજા દેશોમાં બન્યા છે પાગલો કે રાક્ષસો આવા કામ કરતા નથી."

" ત્યારે ?"

" પીશાચ–પીશાચ ! એ કામ ભુતનુજ છે લંડનમાં હાલમાં કોઇ ભુત પેધી પડેલ લાગે છે તમે લોકો હુશીઆર રહેજો ભૂત શુ નથી કરી શકતો ? તે આપણા જેવો માણુસ બની આપણી જોડે વાત કરે છે ને રાત પડતાં ગમે તેનુ ગળુ દાબી લોહી પી જાય છે માટે સાવધાન રહેજો આ લાશ ખોદનારો પણ કોઇ પીશાચજ છે." ટીડલી વીંગ આટલું બોલ્યો એટલામાંજ એક જણુ બારણા ખોલી ખોલી ઉઠયો: " પીશાચ ! પીશાચની વાત કોણુ કરે છે અને પીશાચ વિષે તે શુ જાણે છે ?"

આ શબ્દો સાંભતાજ બધા ડરી ગયા. ફકત એક સ્ત્રી આ સમયે ચીસ પાડી ઉઠી,

" આ કોનો અવાજ છે ?" મીંકસે પુછ્યું.

" પીશાચની વાત સાંભળી કોઇ સ્ત્રીએ બ્હી જઇને ચીસ પાડી લાગે છે."

" નહિ નહિ. એ ચીસ ભયની નહિ પણ આનંદની હતી, હશે, આ નવો સખ્સ કોણુ હશે. ?"

"મારૂ નામ ડોલી ફ્રાયર બ્રાંડ છે." નવા આવનારે કહ્યું આ અંધારામાં બીછાનું ક્યાં છે?"

"અહિં જગ્યા નથી,"

"તમે લોકો પીશાચની ગપ મારી રહ્યા હતા તેથી મને પીશાચ સમજીને ડરી ગયા છો? અહિં જગ્યા ન્હોતી તો ઘરવાળીએ મારી પાસેથી એક પેની ભાડુ શા માટે લીધું?" નવા આવનારે કહ્યું.

"હવે અહિ જગ્યા નથી" મીકસે કહ્યું તરતજ પેલો સખ્સ જોરથી બારણા બંધ કરી ચાલ્યો ગયો.

"એ સખ્સનો અવાજ સાંભળી મીસીસ મેલ્મથ ચીસ પાડી બેભાન થઇ ગઈ હતી. થોડી વારમાં તે સાવધ થઇ "શું હું સ્વપ્ન જોઇ રહી હતી? નહી, નહી. એ અવાજ તો એમનોજ હતો મી. મેલ્મથ! મી, મેલ્મથ!" તેણે બુમ પાડી કોઇએ જવાબ ન આપ્યો તે ઉભી થઈ અને પાસેની ઓરડીમાં જઇ મેલ્મથને બોલાવા લાગી.

"તમે કોણ છો? અહિં મેલ્મથ નામનો કોઇ માણસ નથી." પેલા સ્કુલ માસ્તરે જવાબ વાળ્યો.

મીસીસ મેલ્મથનું જીગર કંપી ગયું: "હમણા જે સખસ રાખ્યો હતો તે ક્યાં ગયો.?"

"તે તો જગ્યા ન હોવાથી ચાલ્યો ગયો."

મિસીસ મેલ્મથ સ્તબ્ધ થઇ ગઇ. એની આશાનો મિનારો તુટી ગયો હતાશ થઇ તે પોતાની ઓરડીમાં ગઇ.

"હવે લંડનમાં છે એટલુંજ બસ છે. ગમે ત્યારે મલી જશે." આવા વીચાર કરી તે હતભાગી સ્ત્રીએ મન મનાવ્યું આખી રાત તેને ઉંઘ ન આવી સ્હવારે બાળકો જાગતાં તેણે તેઓને ખબર આપી કે તેમનો પિતા લંડનમાં છે. બધાના ફીક્કા વદન પર હાસ્ય ફરક્યું અને તેઓ મેલ્મથની શોધ કરવા શહેરમાં નીકળી પડયાં.

# પ્રકરણ ૧૩૮ મું.

## શેઠાણીના આશક.

બપોરે ત્રણ વાગવાનો સમય હતો. મિસીસ બ્રેસ—પેલી એકવાંરની રંગીલી દરજણ પોતાના દિવાનખાનામાં ચિંતાગ્રસ્ત વદને બેઠી હતી. તેના મ્હો પરની અસલ ખુશાલી ઉડી ગઇ હતી. તેના ચહેરા પર ભારી ચિંતાની છાપ સ્પષ્ટ જણાતી હતી. તેના અમલેનું ખુન કરીને તે આફતમાં ફસી પડી હતી. વળી પોલીન પર તેના ઘરમાં પ્રિન્સે અત્યાચાર કરવાનો પ્રયત્ન કર્યો અને મબ્સ તે જોઇ ગયો તેથી તેની ચિંતા વધી હતી. તેના નોકરો અમલે અને હેરીઅટ તેના પાપી કૃત્યથી માહીતગાર હતાં તેથી પણ તેને દારૂણ વ્યથા થતી હતી. એ લોકોને જીવનભર રાજી રાખવાં પડશે; નહિ તો તેને ફાંસીને લાકડે લટકવું પડશે એ વિચાર એ બદમાસ બાનાને થથરાવી નાખતો હતો.

"પહેલી પંચાત મબ્સની છે." તે વિચાર કરવા લાગી: "તેને ખુબ પૈસા ઓાંસવા પડશે તે વિષે કંઇ શક નથી. એ લાંચીઓ છે. એને પુગી વળી શકાશે. પણ ફ્રેડરીકનું શું ? એ મુઓ અત્યારથીજ મારા તરફ કામી નજરે જોવા લાગ્યો છે—પહેલાની પુઠે મારૂં માન રાખતો નથી. હેરીઅટ હજુ કંઇ બોલી નથી; પણ એ રાંડ હંમેશાં મુગી રહેવાની છે ? તેને પણ કોઇ દહાડો રાજી કરવી પડશે અને આટલું આટલું કરવા છતાં અમલેના ખુનનો ભેદ કોઇ દહાડો ફુટી ગયો તો મારા બારજ વાગી જશે. હું આ ત્રણે જણના પંઝામાં ફસી ગઇ છું. એ લોકો મને મરજી પડે તેમ લુંટશે અને મારે લાચારીથી લુંટાવું પડશે. પણ હવે બીજો રસ્તોજ નથી. મબ્સ સાંજે આવશે તે શું કહેશે ? શું માગશે ? તે સમજાતું નથી. કાલે ફ્રેડરીક તેનું કાટલું કાઢી નાખવાનો હતો; પણ તેવામાં પ્રિન્સ નડયો. નસિબ પણ બે ડગલાં આગળનું આગળ ચાલે છે ફ્રેડરીકનો વીચાર શો હશે તે કોણ જાણે ! બનવા જોગ છે કે આજે ફ્રેડરીક મબ્સનું કાસળ કાઢી નાખે, એ ત્રણમાં સૌથી ભયંકર મબ્સજ છે. તે ગયો પછી ફ્રેડરીક રહેશે. શું એને પણ એજ રસ્તે ન મોકલી શકાય ? 'આવા ભયંકર

વિચાર કરતાં તે પાપણીના ઢીલના રૂંવા ઉભા થઇ ગયા અને તેનું મગજ ચક્કર ચક્કર ઘુમવા લાગ્યું. મનુષ્યને એક પાપ છુપાવવા માટે સો બીજાં પાપ કરવા પડે છે. એસની દશા પણ એવીજ હતી. "મજ્સ અને ફ્રેડરીકને જહન્નમમાં મોકલીને શા માટે અમેરિકા ચાલી ન જાઉં? હેરીઅટને સાથે લઇ જઇશ એટલે તેનાથી ડરવાની જરૂર નથી" આવો નિશ્ચય થતાં તે જરા રાજી થઇ, તેના હોઠ પર જરા હાસ્ય ફરક્યું. એવામાં બારણું ખોલી ફ્રેડરીક દ્રેક તેની સામે આવી ઉભો રહ્યો. તેના ચહેરા પર સખત ભયંકરતા હતી તે જોતાંજ એસ કમ્પી અને ખુરશી પર સહેજ ફરીને એકીટસે ફ્રેડરીકને જોઇ રહી.

"પેલો આજે પાછો આવવાનો છે તે પહેલાં કંઇ નક્કી કરી નાખવું જોઇએ." એસની ખુરશીનો હાથો પકડી ફ્રેડરીક ગંભીર સ્વરે બોલ્યો.

"હા. આવવાનું કહી તો ગયો છે. તારી વાત યોગ્ય છે. પણ ગંભીર વિચાર કરવાની જરૂર છે—" એસે જવાબ આપ્યો.

"હવે ત્રણ પાંચ કરવાથી કંઇ વળવાનું નથી. ખાંડણીઆમાં માથું મુકયા પછી ધબાકાનો ડર શો? જો જાન બચાવવો હોય તો એજ રસ્તો છે. આપણે બન્ને એકજ નાવના મુસાફર છીએ. બચીશું તો સાથે ને મરીશું તો પણ સાથેજ." તે જરા હસ્યો અને પછી એક ખુરશી નજીક ખસેડી તે પર બેસી ગયો. સગડી તરફ પગ લાંબા કરી જાણે તે ઘરનો માલીકજ હોયની તેમ તે શરીરની ગરમા ઉડાવવા લાગ્યો. નોકરની આવી ધૃષ્ટતા જોવા છતાં એસ કંઇ બોલી ન શકી.

"ફ્રેડરીક! તારો શો વિચાર છે?" અંતે તે વિનિત સ્વરે બોલી.

"મારો વિચાર! મારો વિચાર તો મેં કયારનો તમને જણાવી દીધો છે. જો તમે મારા કહ્યા સર ચાલશો તો તમારો વાંકો વાળ પણ થશે નહિ તમે તદન બચી જશો..."

"તું શું કરવા માગે છે?"

"જુઓ, બધું કામ સમજીને કરવાની જરૂર છે. પ્રથમ વાત એ છે કે પીટર પ્રમલે માથા પર લોહી ચઢી જવાથી મરી ગયો ન્હોતો; પણ તમે તેનું ખુન કર્યું હતું."

આ સાંભળતાંજ એસ પગથી માથા સુધી કંપી ગઇ. તેની છાતી ધમણની પેઠે ઉંચી નીચી થવા લાગી. "આ શું ? ફ્રેડરીક ! તું મને આવી વાત કહેવાની હિમ્મત કરે છે ?"

"જુઓ, હવે આમ ખોટું લગાડવાની જરૂર નથી. મે મબ્સનુ ખુન કરવાની સૂચના કરી ત્યારે તમે તરત મંજુરી આપી હતી તેજ બતાવે છે કે તમે પ્રમલેનું પણ ખુન કર્યું છે. વળી તે કમનસીબની લાશ આજ ઘરમાં દટાઇ છે તેની જો કોઇને ખબર પડશે તો આપણે બધા ફાંસીએ જઇશું." ફ્રેડરીક ઠંડે કલેજે બોલ્યો.

"વારૂ, હવે શું કરવું ?" એસ વધુ દલીલ ન કરી શકી.

"હું તો કહું છું કે જ્યાં પ્રમલે ગયો છે ત્યાં મબ્સને મોકલી આપો. મેડમ ! જુઓ, તમારે માટે હું કેવું ભયંકર સાહસ વહોરવા તૈયાર થાઉં છું. મારે શું છે ? હું તો હમણાં અમેરીકા ચાલ્યો જાઉં તો મારૂં કોઇ નામ લેવાનું નથી. પછી તમે તમારા મબ્સ સાથે ફોડી લેજો. પણ હું તમને છોડી શકતો નથી. મારી ખાત્રી છે કે મબ્સ વિશ્વાસપાત્ર માણસ નથી કોઇ દહાડો શરાબના નીશામાં અથવા પૈસા ઓછા પડતાં તે તમારી પોલ ખોલી નાખશે. માટે એ કાંટાને હંમેશને માટે રસ્તામાંથી સાફ કરી નાખવાની જરૂર છે."

"શી રીતે ?"

"બહુજ ચાલાકીથી લોહીનું એક ટીપું પણ જમીન પર પડવા દઇશ નહિ. બધું કામ સફાઇથી પાર પાડી દઇશ. તમે પ્રમલેને ઝેર આપ્યું હતું ને ?...સારી વાત છે. એ ચાર પ્રુશીક એસીડના ટીપાં શરાબમાં નાખી દીધા એટલે બેડો પાર ! પણ મબ્સ બહુ ચતુર માણસ છે. તે કંઇ પીવાનો નથી ને પીશે તો પ્રથમ તમને પાઇને પછી પીશે. મને એક યુક્તિ સુઝે છે. તે તે પાછો રસોડામાં જશે ખરો ?"

"તે હું શી રીતે જાણું ? તું કહે તો કોઈ બ્હાને તેને ત્યાં લઈ આવું—" એસે કહ્યું.

"લઈ આવો તો ઘણું સારું. પછી જે કરવાનું છે તે હું કરી લઈશ. આજે મલ્સ આ દુનિયામાં નથી રહેવાનો તેની ખાત્રી રાખજો એકવાર એને દાટી દીધો પછી કંઈ ડર નથી. જરા શેમ્પેન તો લાવો! શેમ્પેન વિના મને ચેન પડતું નથી. "ફ્રેડરીક હસ્યો.

એસ આજે નોકરનો હુકમ માનવાને લાચારીથી તૈયાર થઈ. યાંત્રીક પૂતળી પેઠે તે ખુરશીપરથી ઉઠી શેમ્પેનની બાટલી અને ગ્લાસ લઈ આવી.

"અહા! મીસીસ એસ!—" શેમ્પેનનો ગ્લાસ ખાલી કરતો ફ્રેડરીક નેત્રકટાક્ષ કરી બોલ્યો: "તમારા રૂપરંગની બલીહારીજ છે. તમારા નાજ નખરાં જોઈને ભલભલા અમીર ઉમરાવો મુગ્ધ થઈ જાય તેમાં કઈ નવાઈ નથી; કેમકે તમારું મોહિની સ્વરૂપ જોતાંજ હૃદય પરવશ બની જાય છે."

"જો ફ્રેડરીક! તારે જે કહેવું હોય તે જલદી કહી દે. તું જે રીતે વાત કરી રહયો છે તે જો કોઈ સાંભળી જશે તો મારે માટે ખોટો સંદેહ ઉત્પન્ન થશે." એસ સાવધ થઈ. તેને લાગ્યું કે ફ્રેડરીકને શરાબ આપવામાં તેની ભુલ થઈ. હવે તે વધારે ને વધારે ફાટતો જાય છે.

"શું કહ્યું મેડમ! હું જે રીતે વાત કરી રહયો છું તે તમને ઠીક નથી લાગતી? જરા વિચાર તો કરો. હું તમારે માટે જે ભયંકર કૃત્ય કરવા તૈયાર થયો છું તે શાને માટે? તમે શું એમ સમજો છો કે આવું મહાન કામ કર્યા પછી હું તેનો બદલો નહિ માગું?"

"તને કેવો બદલો જોઈએ છે?" એસે લથડતા અવાજે પૂછ્યું.

"હું તારી સાથે લગ્ન કરવા માગું છું. વ્હાલી!" શેમ્પેનનો બીજો ગ્લાસ ખાલી કરતો ફ્રેડરીક મતવાલો થઈ બોલ્યો.

"લગ્ન કરવા માગે છે!" ક્રોધ અને અજાયબીથી બેસ બોલી. બીજીજ પળે તેણે જરા હસીને કહ્યું: "ફ્રેડરીક! તું સાચું કહે છે? મને તો તારી વાત સાચી લાગતી નથી. તું તો હેરીઅટને પરણવાનો છે."

"હેરીઅટને પરણવાનો હું વિચાર કરતો હતો એ વાત ખરી છે, પણ હવે મારી દશા બદલાઇ ગઇ છે અને મગજ જરા ઉંચું થઇ ગયું છે. તું ઘણીજ ખુબસુરત છે. ઓહ! તારી સુંદરતાની શી રીતે તારીફ કરૂં? તારી સાથે લગ્ન કરવાથી હું અનેક સુખ વૈભવનો સ્વામી થઇશ. જો, મારો ચહેરો જો. હું તને પસંદ ન પડું એવો બેડોળ તો નથી. જો તું મારી થશે તો તારે કોઇ પાસે શરમાવું પડશે નહિ—" ફ્રેડરીક તદ્દન જાતપર ગયો.

"પણ ગાંડા! હું તારા કરતાં મોટી છું તેનો તો વીચાર કર."

"અહીં વ્હાલી!" શરાબના નશાથી ઉતેજીત થઇ તે કામી નોકર બોલ્યો: મોટી હોય તેથી શું થયું? તારા જોબનનો બહાર કેવો છે? શું વાત કરૂં પ્યારી! તારા વિશાળ વૃક્ષસ્થલ પર માથુ મુકી સુવાથી કેવો આનંદ મળશે? ઘણા દીવસથી મારા દીલમાં તારે માટે મોહ ઉત્પન થયો હતો- તારા નોકર તરીકે તારૂં ડીનર ટેબલપર મુકી હું તારી તહેનાતમાં ઉભો રહેતો ત્યારે તારી મારકણી આંખો, ઉન્નત ઉરજ, લાલસાભર્યા ઓષ્ઠ અને મોતી જેવી દંતપંક્તિ જોઇને હું મનમાં ને મનમાં નિસાસા નાખતો. કોઇ વાર એવો વિચાર આવતો કે રાતના છુપી રીતે તારા શયનગૃહમાં ઘુસી જઇ ગમે તે રીતે મારી મનોકામના તૃપ્ત કરૂં. પણ ભયને લીધે હિમ્મત ચાલતી ન્હોતી. હવે ઘણે દીવસે મારી આશા ફળવાનો પ્રસંગ આવ્યો છે. વ્હાલી! હુ મબ્સનું કાટલુ કાડવા તૈયાર થયો છુ તે કોને માટે? ફક્ત તારા પ્રેમ માટે. બોલ, શું હું તારા પ્રેમને લાયક નથી?"

બેસ કંઇ ન બોલી. તે મબ્સથી અત્યંત ડરતી હતી તેનુ કાટલું કાઢી નાખવા માટે ફ્રેડરીકને રાજી કરવાની તેણે જરૂર જણાઇ.

"ફ્રેડરીક! તારો ઉપકાર હું કદી નહી ભુલીશ."

"આહા ત્યારે તું મારી સાથે શાદી કરશેને ?" કહી ફેડરીકે એસના ગળામાં હાથ નાખી તેના અધરરસ પીવા માંડયો.

"દુર હઠ !" એસ ગુસ્સાથી બરાડી અને ફેડરીકને દુર ધકેલી દીધો. "પહેલા કામ તો કરી નાખ—પછી પ્રેમ કરવાનો વખત ઘણો પડયો છે ચાલ શેમ્પીન ની બાટલી લઈ ચાલતો થા. હજુ મારે ઘણું કામ છે. જો આ વાત હેરીઅટને ના કહેતો."

"નહિ, હેરીઅટને કહેવાની કંઈ જરૂર નથી પણ એ બીચારી મારી સાથે લગ્ન કરવાની આશા રાખી બેઠી છે તે માટે એને જેમ બને તેમ જલ્દી કહી દેવાની જરૂર પડશે. તને ખબર તો છે કે એનો પગ ભારી—"

"હા, મને એ ખબર છે તેથીજ કહું છું કે તું અન્યાય કરે છે."

"ન્યાય અન્યાયની વાત જવાદે. તારા જેવી રંગીલી રમણી મળતી હોય તો કોણ ગમાર દાસીને ગળે બાંધવા તૈયાર થાય ? નહિ હું હેરીઅટને પરણવાનો નથી. હું એને ગમેતે રીતે સમજાવી લઈશ. તું વચ્ચે ના પડતી મબ્સ રાતે અગીયાર વાગે આવવાનો છે ને ?"

"કંઈ કહી ગયો નથી, પણ એ આવશે તો ખરો."

"આવવાદે બચ્ચાજીને ! તું ફીકર ના કર, જો, રાતના સાડાદશ વાગામાં બધા નોકર ચાકરોને સુવા મોકલી દેજે મબ્સ આવે કે તેને કંઈ પણ બહાને રસોડામાં લઈ આવજે. ત્યાં હું તેને પુરો કરી નાખીશ."

"ભલે"

"ચાલ હવે એક ચુંબન આપ.

એસ લાચારીથી વશ થઈ અને ફેડરીક તેને ચુંબન લઈ ચાલ્યો ગયો.

## પ્રકરણ ૧૩૯ મું.

## કોન્સ્ટેબલને ફાંસી.

રાતના સાડાદશ વાગે મબ્સ મિસીસ બોસને ત્યાં જઇ પહોંચ્યો બોસ તેની રાહ જોતી બેઠી હતી. ફેડરીકે હેકે મબ્સને આવતાં વાર બોસની પાસે રજુ કરી દીધો. મબ્સને છોડી જતી વખતે ફ્રેડરીકે બોસ તરફ અર્થભરી નજર ફેંકી તેને સમજાવી દીધુ કે આ કોન્સ્ટેબલનો કાંટો કાઢી નાખવાની બધી તૈયારી થઇ ચુકી છે. નોકર ગયા પછી મબ્સે પોતાના કુતરાને સોફાની નીચે બેસવાનો ઇસારો કર્યો અને પોતે એક ખુરશી પર બેસી બોલ્યો.

" મેડમ ! કાલે આપણા કામમાં અણધાર્યું વિઘ્ન નડી ગયું "

" હા. નકામો બખેડો થઇ ગયો. આજે પણ કેવી સખત ઠંડી પડે છે જરા શરાબ પીશો ? "

" નહિ હમણાં નહિ. " બોસના પર નજર સ્થિર કરી મબ્સ બોલ્યો : પ્રથમ મને કહો કે અમલે શી રીતે મરી ગયો ? "

" ફરીથી એ વાત કાહવી પડશે ? કાલે તો એ વિષે ઘણી વાતચીત થઇ હતી. ફરીથી એ વાતની શી જરૂર છે. ? "

" મારે એ વિષે પુરતી માહીતી જોઇએ છે તે પછી મારૂ ઇનામ નકકી થઇ શકશે. મારો જીવજાન સાથી આમ માર્યો ગયો અને હું તેની માહીતી પણ ન મેળવું ? બોલો બધી વાત અથથી ઇતિ કહી દો મને લાગે છે કે તમે એકલાંયે તેનું ખુન કર્યું હોય પણ તેની લાશ દાટવામાં તમે બીજા કોઇની મદદ જરૂર લીધી હશે તમારે મને બધી વાત કહેવી પડશે. "

મબ્સના મક્કમ અવાજથી બોસ ડરી ગઇ તેને લાગ્યું કે આ માણસ બધી વાતચીત જાણી લઇને મને ફસાવવા માંગે છે.

" તમે મારી સાથે સમાધાની કરવા માંગો છો પછી એ હકીકત પુછવાની શી જરૂર છે ? "

" જુઓ તમે ખોટી આ શંકા રાખી કરો નહીં તમે જો સીધી રીતે બધી વાત કહી દેશો તો હું તમારો કે તમારા મદદગારનો વાંકો વાળ થવા દઇશ નહી. પણ યાદ રાખજો કે હું કોઇ ગમાર નથી. મેં તમારા જેવી ઘણી સ્ત્રીઓની ચાલાકી જોઇ છે મારી ખાત્રી છે કે તમારો કોઇ મદદગાર હોવોજ જોઇશે."

" હશે. તેમ હોય તો ?"

" તો બે જણાના જાન બચાવા માટે મને બમણું ઇનામ મળવું જોઇએ. સમજ્યાં !

" હા. સમજી. એટલુંજ ને ?" બેસને પાછી હિંમત આવી.

" એટલુંજ. તમારા મદદગારનું નામ શું છે? હું બંન્ને જણાના ખીસ્સા હલકાં કરવા માગું છું."

" મેં કોઇની મદદ લીધા વીનાજ એ કામ કર્યું હોય તો ?"

" બનવા જોગ છે. તમે શમશેને ઝેર આપી મારી નાખ્યો છે તેથી હું અહિં કંઇ પીવા માંગતો નથી તમે આ બાટલીમાંથી પ્રથમ પીઓ તોજ હું શરાબને મોં લગાડીશ."

" ઓહ ! મી. મબ્સ ! હું તમારી સાથે એવી દગાબાજી કરૂ એ બનાવા જોગ છે ?" તમે તો મારા મિત્ર છો.

" હશે હું એ વિષે વિવાદ કરવા માગતો નથી. તમે એટલું તો કબુલ કરો છો કે તમે મારા મિત્રને ઝેર દઇ મારી નાખ્યો છે. શરાબમાં બે ચાર ટીપાં ઝેર નાખી દેવામાં મુશકેલી નડતી નથી. પણ મોટો ખાડો ખોદી લાશને કાઢી દેવાનું કામ તમારાથી થાય એવું નથી. બોલો તમને લાશને દાટવામાં કોણે મદદ કરી હતી ?"

" મી. મબ્સ ! તમે ઘણા ચાલાક છો." બેસ હસી. " હું તમારાથી કંઇ છુપાવા માંગતી નથી ખરી વાત એ છે કે હજુ હું લાશને દાટી શકી નથી કેમકે હું કોઇનો વિશ્વાસ કરી શકિત નથી.

" ત્યારે લાશ ક્યાં છુપાવી છે ? "

" રસોડાની પાસે એક જગ્યાએ તમે જો મદદ કરો તો આપણે લાશને ઠેકાણે પાડીએ. "

" હું તમને જરૂર મદદ કરીશ પણ કાલે તમે મને શા માટે જુઠી વાત કહી હતી. ? "

" મને તે માટે માફ કરો. મેં ધાર્યું હતું કે ગમે તે રીતે હું લાશને બાળી નાખીશ અથવા કોઈની મદદ લઇ લાશને ઠેકાણે પાડી દઇશ. પછી તમે મારી સામે પણ વાત તો રસોડામાં લાશ ન મળવાથી તમારૂ કંઇ વળત નહિ. પણ તમારી મદદ વિના મારાથી કંઇ થઇ શકે એમ નથી. "

" હશે. જે થવાનુ હતુ તે થઇ ગયું. તમે ફીકર ના કરો. હું તમને મદદ કરીશ. આ કામમાં બીજો કોઇ મદદગાર નથી. ? "

" નહિ. કોઇ નથી. "

" ત્યારે લાશ હજુ પડી રહી છે—દાટી નથી. ? "

" નહિ. રસોડાની પાસે એક નાની અંધારી કોટડીમાં છે. તેમાં લાશ પડી છે, જુઓ, એ કોટડીની ચાવી મારી પાસે છે. " એસે જાળ બીછાવા માંડી.

" ઠીક. જો હું લાશ દાટી દઉ અને એ વાત હંમેશ માટે છુપી રાખુ તો તમે મને શું આપશો ? "

" તમેજ કહોને. "

" એક હજાર પાઉંડ. "

" એક હજાર પાઉંડ ! મી. મબ્સ ! જરા તો વિચાર કરો હું એવી મોટી રકમ ક્યાંથી લાવું ? "

" બધા અત્યારે ના આપતા. પાંચસો હમણા ને પાંચસો પંદર દિવસ પછી આપજો. પછી કંઇ છે ? "

"મી, મબ્સ હું તમારા હાથમાં છું તમારી મરજી પડે તે બોલજો. પણ લાશનો તો કંઇ બંદોબસ્ત કરો."

"તે તો કરવોજ પડશેને ? રસોડામાં લાશ દાટી દેવી છે કે ?"

"હા," કહી એસે ઘડીયાળ તરફ જોયું: "અગીયાર વાગ્યા છે. નોકર ચાકર સર્વે સુઇ ગયા હશે."

"ચાલો" ત્યારે પ્રથમ લાશને ઠેકાણે પાડીએ પછી પૈસા ગણી આપજો."

"ચાલો." કહી એસ હાથમાં ફાનસ લઇ ઓરડાની બહાર નીકળી અને મબ્સ કંઇ પણ શંકા વિના તેની પાછળ ગયો.

નીચે એક પણ બતી ન હતી. એસ જેમ જેમ આગળ ચાલી તેમ તેમ નીચેનો અંધકાર કપાતો હતો. સર્વત્ર સુમસામ હતું. અંતે બન્ને રસોડા પાસે જઇ પહોંચ્યાં. ફ્રેડરીક આટલામાંજ છુપાયો હશે તે એસ જાણતી હતી. એસે ત્યાં જઇ જોયું તો છત પરના એક કડામાં એક દોરડું પોરવેલું હતું અને તેના એક નાકાપર ફાંસો જેવો બનાવેલો હતો.

રસોડા પાસે જતાંજ મબ્સનો કુતરો રસોડાના ઓરડામાં જઇ ત્યાંનો પત્થર સુંઘવા લાગ્યો.

"આ શું ? ટોબી કાલે પણ આજ પત્થર સુંઘતો હતો એનું કારણ શું ?" મબ્સ બબડયો તેને જરા શક જવાથી તે રસોડામાં ગયો અને વાંકો વળી પેલો પત્થર તપાસવા લાગ્યો. આજ પળે છુપાઇ રહેલો ફ્રેડરીક દ્રેક વકરાયલા વાઘ જેવો મબ્સ પર તુટી પડયો. અચાનક હુમલો થવાથી મબ્સ જમીન પર તુટી પડયો. ફ્રેડરીક તેની છાતી પર ચઢી બેઠો. મબ્સને જમીનદોસ્ત થયલો જોઇ તેનો કુતરો પણ ખુણામાં નાસી ગયો અને ત્યાંથી ભસવા લાગ્યો. પાપીણી એસે મબ્સને જમીનપર પડેલો જોઇ ફાનસ એક જગ્યાએ મુકી દીધું અને પેલો ફાંસો લઇ તે ફ્રેડરીક પાસે જઇ પહોંચી. ફ્રેડરીક ફરાબ

કાળ જેવો થઇ ગયો હતો. તેણે મબ્સનું માથું જોરથી જમીન સાથે પછાડયું અને પછી તેના ગળામાં ફાંસો નાખી તે સજ્જડ કરી દીધો. આટલું જાણે ઓછું હોય તેમ તે બદમાશ કડામાં ભરવેલા દોરડાનો બીજો છેડો જોરથી ખેંચવા લાગ્યો. અભાગી મબ્સ તરફડવા લાગ્યો, ફેડરીકે જોરથી દોરડું ખેંચી એ અભાગીને ફાંસી દીધી. એ ભયંકર દશ્યનું વર્ણન કરવાની જરૂર નથી. બે ત્રણ મીનીટમાંજ મબ્સની જીભ બહાર ખેંચાઇ આવી—આંખો ઉપસી આવી—ચહેરો વિકરાળ થઇ ગયો અને પછી તેનું શરીર સદાને માટે ઠંડું થઇ ગયું. મબ્સનો કુતરો ફેડરીકનો ભયંકર ચહેરો જોઇ કરૂણ સ્વરે રોવા લાગ્યો.

"ફેડરીક ! કુતરાને ચુપ કર."

"ઊભી રહે, હું એને હાંકી કાઢું છું" કહી ફેડરીક કુતરા તરફ દોડયો. ટોબી અગાઉથીજ ડરીને દાદર તરફ નાસી ગયો હતો.

"નહિ. નહિ. ફેડરીક ! મને એકલી મુકીને ના જા." બ્રેસ ડરી ગઇ ને ફેડરીકની પાછળ દોડી તેનાથી વધુ ચલાયું નહિ. તે એક જગ્યાએ દિવાલને અઢેલી ઊભી રહી અને જોરથી હાંફવા લાગી. અત્યંત ડરી ગઇ હતી. એ પાપીણી બબ્બે ખુન કરી ચુકી હતી. અને તેથી તેના માથાપર જાણે અગ્નિ તપતો હોય તેમ તેને લાગતું હતું.

ફેડરીક ફાનસ લઇ કુતરાની પાછળ પડયો હતો. અનેક ખુણા ખાંચરા તપાસવા છતાં ટોબીનો પતો ન મળ્યો એટલે તે તેને બે ચાર ગાળ દઇ બ્રેસ પાસે જઇ પહોંચ્યો. બ્રેસ બેહોશ થવાની અણીપર હતી. ફેડરીક તેને પોતાના હાથનો ટેકો આપી દિવાનખાનામાં લઇ ગયો. ત્યાં બન્ને જણા શરાબ પી પાછાં રસોડામાં ગયા. ફેડરીકે ખાડો ખોદયો અને અમલેની લાશ સાથે મબ્સની લાશને દાટી દઇ રસોડાની જમીન અસલના જેવી કરી નાખી. આ કામમાં બે કલાક વહી ગયા. તે પછી બન્નેની નજર મળી. ફેડરીકના ચહેરા પર વિજયનો આનંદ હતો. હવે બ્રેસ તેનીજ છે એવી તેની ખાત્રી થઇ ચૂકી હતી. આવું નીચ કૃત્ય કર્યા પછી પણ એ બદમાસના મ્હોપર

કામવાસનાની ખુમારી જણાતી હતી. એસ પાગલ જેવી થઇ ગઇ હતી. તે ફ્રેડરીકનો હાથ પકડી શયનગૃહમાં ગઇ. તેની મનોદશા ભયંકર થઇ પડી. શયન ગૃહમાં જતાંજ બન્ને શરાબ પી ચકચુર થઇ ગયાં અને ફ્રેડરીક પોતાની શેઠાણીનો પ્રેમી બન્યો.

   

મધરાત વીતી ગઇ. ફ્રેડરીક મુલાયમ બીછાના પર એસની બાજુમાં ગાઢ નિદ્રામાં પડયો હતો. એ પાપીના મ્હો પરથી એમ પણ જણાતું ન હતું કે બે ત્રણ કલાક પહેલાં તેણે મનુષ્ય હત્યા કરી શકે. પાપી એકવાર ચોંકયો પણ નહિ. તેને ભયંકર સ્વપ્ન પણ ન આવ્યું. તે આરામથી નિદ્રા લેતો હતો પણ તેની માશુકની દશા તેવી ન્હોતી. એસને જરા પણ ઉંઘ આવી ન્હોતી. તે ભાવીનો વિચાર કરતાંજ ડરી ગઇ હતી. જે પાપી મનુષ્ય હત્યા કર્યા પછી દશ મીનીટમાંજ તેના પ્રેમનો લ્હાવો ચાખવા તૈયાર થયો હતો તેના પંજામાં જીંદગીભર સપડાઇ રહેવું પડશે એ વિચારજ એ બદમાસ બલાની નિદ્રા ઉડાવી દેવાને સમર્થ હતો. આમથી તેમ પાસું ફેરવી તેણે નિદ્રાધીન થવાની ઘણી કોશેષ કરી; પણ વ્યર્થ ! ધીમે ધીમે રાત્રીનો અંધકાર નષ્ટ થઇ પ્રભાતનો પ્રકાશ પડવા લાગ્યો. એ ઝાંખા પ્રકાશમાં એસને ઓરડામાંની સર્વ ચીજો ભુત જેવી દેખાવા લાગી. આખી રાતનો ઉજાગરો થવાથી તેની આંખો ભારી થઇ હતી. એવામાં તેને ભાસ થયો કે ઓરડામાં કોઇ ચાલે છે. તે શ્વાસ રોકી સાંભળવા લાગી. કોઇ બારીનો પરદો હલાવતું હોય એમ તેને લાગ્યું. તેના ભયનો પાર રહ્યો નહિ આખા શરીર પર પરસેવો છુટી ગયો અને શરીર ઠંડુ પડવા લાગ્યું. ધીમે ધીમે તેને કંઇ સ્પષ્ટ અવાજ સંભળાયો. તેની ખાત્રી થઇ ગઇ કે ઓરડામાં કોઇ છે. તેનો એકવારનો ટુકડાખાઉ નોકર તેની સોદમાં ગાઢ નિદ્રા લેતો હતો. ફરીથી પેલો અવાજ સંભળાયો. હવે એસના ભયનો પાર ન રહયો. તે "ઓ મારે !" કહીને ફ્રેડરીક પર પછડાઇ બેભાન થઇ ગઇ. તરત ફ્રેડરીક જાગી ઉઠયો. પ્રથમ તો તેને લાગ્યું કે એસ મરી ગઇ છે. પણ તેની છાતીના ધબકારાથી તેને આશા આવી. તે તેને સાવધ કરવાની ચેષ્ટા કરતો હતો એવામાં તેને કંઇ અવાજ સંભળાયો. તે ચોંકયો પણ ડર્યો નહિ. મચ્છરદાનીમાંથી

મ્હો બહાર કાઢતાંજ તેને જણાયું કે મબ્સનો કુતરો બારણા પાસે ઉભો ઉભો ધીમો ધીમો કરૂણ અવાજ કાઢતો હતો. તરત તે કુતરાને નસાડવાને પલંગ પરથી કુદી પડયો. ટોમ્બી પલંગની નીચે ભરાઇ ગયો. બદમાસ ફ્રેડરીક પલંગ નીચે ગયો. ટોમ્બી તેને જોઇ ભુંકવા લાગ્યો અને છેક દિવાલ પાસે જઇ ભરાયો. ફ્રેડરીક તેને પકડવાનો નિશ્ચય કરી બેઠો હતો. ધીમે ધીમે પલંગની નીચે જઇ તે બદમાસે એક હાથે ટોમ્બીનું ગળું દબાવી દીધું અને બીજે હાથે પાછલા પગ જોરથી પકડી લીધા.

આ નરરાક્ષસના પંઝામાં ટોમ્બી તડફડવા લાગ્યો. ગળું દબાવાથી તે ભસી પણ ન શકયો. ફ્રેડરીકે તેનું ગળું એવી ક્રૂરતાથી દાબી દીધું હતું કે કુતરો મરી જવાની અણીપર આવી પહોંચ્યો. તેની જીભ બહાર નીકળી આવી અને બે ત્રણ મીનીટમાં તેનો પ્રાણ નીકળી જવા જેવી સ્થિતિ હતી એવામાં અચાનક બારણું ખોલીને હેરીઅટ અંદર ચાલી આવી.

હેરીઅટને જોતાંજ ફ્રેડરીક ગાફેલ થઇ ગયો. તેનો હાથ ઢીલો થઇ ગયો. અને ટોમ્બી તરત છુટી ગયો. તેણે લાગ જોઇને ફ્રેડરીકના હાથમાં એવા જોરથી દાંત બેસાડી દીધા કે તેના હાથમાંથી લોહીની ધારા વહેવા લાગી. ફ્રેડરીક ચીસ પાડી ગાળો દેતો ટોમ્બીને પાછો પકડવા જતો હતો એટલામાં તો ટોમ્બી હેરીઅટની પાસેથી ઓરડાની બહાર ચાલ્યો ગયો. અને જોતજોતામાં મકાનમાંથી છુ થઇ ગયો.

બારણા ખોલતાંજ હેરીઅટ સમજી ગઇ કે તેનો પ્રેમી બ્રેસનો આશક થઇ ચુકયો છે. એ જોતાંજ તેને ધિક્કાર, આશ્ચર્ય અને દુઃખની લાગણી થઇ. બારણાં ખોલીને તે થોડીવાર અવાક જેવી ઉભી રહી હતી પણ તેની પાસેથી કુતરો નાસી ગયો ત્યારે તે ચીસ પાડી ઉઠી અને એ ચીસથી બ્રેસ પણ જાગી ઉઠી.

હવે હેરીઅટ અને બ્રેસ વચ્ચે બોલાચાલી શરૂ થઇ. હેરીઅટે બ્રેસને ગમે તેવી ગાળો દેવા માંડી. બીજી બાજુએ બ્રેસ પોતાની પોલ દુકાનના સઘળા દાસદાસીઓ સમક્ષ ખુલી જવાના ડરથી હેરીઅટને હાથ જોડીને સમજાવવા લાગી. અંતે ફ્રેડરીક વચ્ચે પડયો. તેણે હેરીઅટને બે ચાર સરસ્વતી સંભળાવી ચુપ કરી દીધી; પણ હેરીઅટની ધિક્કારભરી નજર જોઇ બ્રેસ સમજી ગઇ કે આ દાસી કોઇ દિવસ તેનાપર વેર લીધા વિના રહેવાની નથી.

# પ્રકરણ ૧૪૦ મું.

## ગરીબડી સ્ત્રીનું મોત.

તે રાતે "પુઅર હાઉસ" મ. મેલ્મથનો અવાજ સાંભળી મિસીસ મેલ્મથ અને તેના બાળકોના દીલમાં આશાનો સંચાર થયો હતો. મિસીસ મેલ્મથને એક દુધ પીતું બાળક હતું અને બીજા પણ સંતાનો હતાં. નાના બાળકોને છાતીએ લગાવી બીજા ત્રણ બાળકોને સાથે લઇ એ હતભાગી સ્ત્રીએ પોતાના સ્વામીની શોધમાં વિશાળ લંડન નગરની ગલી ગલીમાં ચાર દિવસ સુધી ભુખી તરસી ભટકી. પણ તેને તેના પતિનો પત્તો ન લાગ્યો. ચાલતાં ચાલતાં બધાળાના પગના તળીયા ફાટી ગયા અને કમનશીબોના પગના તળીયામાંથી લોહી વેહવા લાગ્યું તેઓનું દુઃખ—તેમની દરિદ્રતા—તેમની કંગાલ્યત વર્ણન કરવા લાયક નથી. એ રીતે હજારો વર્ષથી મુઠીભર શ્રીમંતો ના સ્વચ્છંદ વિલાસ માટે લાખો કરોડો મનુષ્યો દરિદ્રાવસ્થામાં મરતા આવ્યા છે પણ તેમના તરફ કોઇ દયાની નજરે જોતુ નથી. લાખો મનુષ્યો મજુરી કરી કરીને મરી જાય છે. કોઇ દીવસ મજુરી નહી મળવાથી તેઓ ભુખે મરે છે. પણ તેઓના ખુનની કમાણી પર જીવતા બદમાસ શ્રીમંતો પોતાની એક પણ મોજ ઓછી કરતા નથી.

દરિદ્રતાના ચિન્હો આખી દુનીયામાં મોજુદ છે. મોટા મોટા શહેરોના વિશાળ રાજમાર્ગો પર છકેલા શ્રીમંતો ફરે ફરે છે. તેઓ બગીચામાં પોતાની રખાતો સાથે સુગધી વાયુનો સ્વાદ લે છે. તેઓ અસંખ્ય ગરીબોને પોતાની નજર સામે ભુખથી મરી જતા જુએ છે; છતાં એ રાક્ષસોને દયા નથી આવતી કેમકે તેઓ જાણે છે કે એ ગરીબોના મોતપરજ તેમની મોજ મજાહની ઇમારત ચણાઇ છે.

ચાર ચાર દિવસ સુધી મિસીસ મેલ્મથ લંડન શહેરની ગલીએ ગલીએ ભટકી પણ એ કંગાળ ઓને પોતાના સૌભાગ્ય રક્ષકનો પત્તો ન મળ્યો, રસ્તામાં બે બદામના સીપાઇઓ તેને ધુતકારી કાઢતા બદમાસ મવાલીઓ તેની મશ્કરી કરતા અને શ્રીમંતો તેને જોઇને નાકના નસકોરા ચડાવી ચાલ્યા જતા. જગતની આવી

નિષ્ઠુરતા જોઇ ગરીબ બિચારી મિસીસ મેલ્મથની આંખમાં આંસુ ભરાઇ આવતાં. ચાર દિવસ થયાં તેના પેટમાં અન્નનો એક દાણો પણ પડ્યો ન્હોતો. થાકથી તેના પગ લોથપોથ થઇ ગયા હતા. પતિને મળવાની દુર્દમનીય આશાને લીધેજ એ હતભાગીની ટકી રહી હતી; પણ તેના નસિબમાં એ અંતિમ પતિ મિલનનું સુખ પણ લખ્યું ન્હોતું. રસ્તા પરથી અનેક અમીરજાદીઓ ગાડીમાં બેસી પસાર થઇ જતી હતી. મીસીસ મેલમથનાં બાળકો આશાભર તેઓ પાસે ભીખ માગવા દોડયા જતા; પણ તેઓને કંગાળ પહેરેગીરો ધુત્કારીને હાંકી કાઢતા અને એ રીતે શ્રીમંતોની ગુલામી કરીને પેટ ભરતા ગરીબોજ આ હતભાગીઓના હતભાગ્યની ક્રૂર મશ્કરી કરવાના પાપના ભાગીદાર થતા. શ્રીમંતોના ઘરના દરવાજા પર જતાં તેઓના એવાજ હાલ થતા. પોતાના શેઠ શેઠાણીના પગના જુતા ચાટનારા દરવાનો આ કમનસીબોને જોઇને બાદશાહ બની જતા અને તેઓને ગાળ દઇ હાંકી કાઢતા. એ બીચારાઓ જાહેર બગીચામાં પણ જઇ શકયા નહિ. તેમના ફાટયા તુટયા ગંદા વસ્ત્રો જોઇને બે બદામનો સરકારી પ્યાદો તેઓનું અપમાન કરી તેમને હાંકી કાઢતો. બધાં ચાલી ચાલીને થાકી ગયાં હતાં. અંતે તેઓ એક દેવળના કમ્પાઉંડમાં આરામ લેવા ગયાં. પણ નહિ. દેવ મંદિરો પણ બદમાસ શ્રીમંતો માટેજ સરજાયાં છે. ત્યાંથી પણ તેમને પુષ્પાંજલિજ મળી. ઇંગ્લંડની વિશાળ રાજધાની લંડન નગરીમાં આ ગરિબ કુટુંબને એક ઘડીભર આરામ લેવાનું સ્થાન પણ ન મળ્યું. લંડન શહેરમાં પોતાના પતિનો પતો ન મળવાથી તે પરાંમાં ચાલી ગઇ. ત્યાં એક પછી એક બંગલાની હાર લાગી હતી. પણ પરાંમાં પગ મુકતાંજ તેની નજરે એક નોટીસ પડી તેમાં લખ્યું હતું કે જો આ મકાનમાં ભીખારીઓ પગ મુકશે તો તેમને પોલીસને હવાલે કરવામાં આવશે. મિસીસ મેલમથની લાચારીનો પાર રહયો નહિ. તે પાછી શહેરમાં આવી. તેને લાગ્યું કે જો તેનો પતિ લંડનમાં હશે તો તેણે પોતાના અસલ ઘરમાં પોતાનાં બાળ બચ્ચાંની તપાસ કરી હશે. બિચારી એ આશાથી પોતાના અસલ ઘરમાં ગઇ ત્યાં જઇ ઘરવાળીને પોતાના પતિ વિષે પુછપાછ કરી. નિર્દય અને

સ્વાર્થી ઘરવાળી ભાડું કઢાવવાની દાનતથી પ્રથમ તો વાતે વળગી પણ જ્યારે તેની ખાત્રી થઇ કે મીસીસ મેલ્મથની પાસે ફાણી કોડી પણ નથી ત્યારે તેણે વાત કરવાની સાફ ના પાડી. મિસીસ મેલ્મથને ઘરવાળી પાસેથી એટલીજ ખબર મળી કે ચાર પાંચ દીવસ પહેલાં તેનો પતિ પોતાના બાળ બચ્ચાંની તપાસ કરવા આવ્યો હતો; પણ તેઓ ઓરડી ખાલી કરી ગયા છે એવી ખબર મળતાં તે નિરાશ થઇ ચાલ્યો ગયો હતો.

પાંચમે દિને પોતાનાં બાળકો સાથે વેસ્ટ એન્ડ તરફ જતાં એ કમનસીબ બાઇની તબીયત બગડી આવી. લાચારીથી તે એક આલીશાન મકાનના દરવાજા પાસે બેસી ગઇ. ત્યાં બેસતાંજ તેની આંખે અંધારાં આવ્યાં તેને લાગ્યું કે હવે તે બચવાની નથી. પોતાના બાળકોની દશા કેવી થશે એ ભયંકર ખ્યાલ આવતાં તે બાપડી ચોધાર આંસુએ રોવા લાગી.

માતાની આવી હાલત જોઇ તેનાં બાળકો ગભરાઇ ગયાં અને પોતાની કંગાળ માની આસપાસ બેસી ગયાં. અચાનક ઘરનો પેહેરેગીર બહાર આવ્યો આ ગરીબોને દરવાજામાં બેઠેલા જોઇ તેનો મીજાજ તપી ગયો. તેણે તેઓને બેચાર ગાળો દઇ ત્યાંથી ચાલી જવાનો હુકમ કર્યો. પણ મીસીસ મેલમથ મોતને કિનારે જઇ પુગી હતી. ઉભાં થવાની તેનામાં તાકાત ન્હોતી. અશકિતને લીધે તે જમીનપર સુઇ ગઇ. તેનાં બાળકો કરૂણ વદને તેને જોઇ રહયો.

"મા! મા! તું આમ કેમ કરે છે?" સૌથી મોટો છોકરો નાદાન બાળકને માની ગોદમાંથી લઇ તેને પોતાની બહેનને આપતો બોલ્યો.

મીસીસ મેલમથની છાતી ફાટી જતી હતી. તેની આંખોમાંથી આંસુની ધારા વહી જતી હતી. તે એક શબ્દ પણ બોલી ન શકી. ફક્ત તેનો મોટો પુત્રજ સમજતો હતો કે મા હવે બે ચાર ઘડીની પરોણી છે. બીજાં નાદાન બાળકો માતાની હાલત જોઇને રોઇ રહ્યાં હતાં.

"જાઓ, બદમાસો ! અહિં શા માટે બેસી રહ્યા છો ?" પેલો દયાહીન દરવાન બરાડ્યો. પણ આ સમયે ત્યાં અનેક માણસો ભેગા થઇ ગયા હતા. જાણે ગરીબોનું મોત જોવામાં પણ આનંદ મળતો હોય તેમ કેટલાય માણુસો ત્યાં ભેગા થઇ આ તમાશો જોવા લાગ્યા. મિસીસ મેલમથ બે ચાર પળમાં મોતને સ્વાધીન થશે એવી દરવાનની ખાત્રી થઇ ગઇ એટલે રખે ને પંચનામામાં જવાની જરૂર પડશે એમ સમજી ને તે ઘરમાં ચાલ્યો ગયો. તે ગયો અને બીજીજ પળે મીસીસ મેલમથ ભુખ અને તરસથી મરણુ પામી. તેનાં લાચાર બાળકો પોક મુકીને રોવા લાગ્યાં. તરતજ એ લતાનો ચોકીદાર ત્યાં આવી લાગ્યો. તેણે અનાથોના કબ્રસ્તાનમાં મિસીસ મેલમથની લાશને દાટી દેવાની વ્યવસ્થા કરી અને તેના નિરાધાર બાળકોને અનાથાશ્રમમાં મોકલી આપ્યાં.

## પ્રકરણ ૧૪૧ મું.

### બે પ્રેમીઓ.

સર રિચર્ડ સ્ટેમ્ફર્ડ વીંડસરમાં એક વૃધ્ધ બાઇના મકાનમાં રહેતો હતો અને ત્યાં રહેવાથીજ રાજકુમારી એમીલીઆનો પ્રેમ જીતી શક્યો હતો તે વાંચનાર જાણે છે.

સાંજ વીતી ગઇ હતી. સઘળી બારીના પરદા હઠાવી દીધા હતા. સઘડીમાં સ્ફુર્તિદાયક અગ્નિ સળગતો હતો. ટેબલપર બત્તી સળગતી હતી. આખો ઓરડો સુગંધીથી બહેકી રહ્યો હતો. એ સુગંધ સર રીચર્ડને એમીલીઆએ બક્ષીસ કરેલા ફુલોના છોડવાઓની હતી.

એમીલીઆ આ સમયે સર રીચર્ડની ગોદમાં સોફાપર બેસી પોતાના પ્રિયતમ સાથે કંઇ કંઇ મીઠી મીઠી વાર્તા કરતી હતી. કોઇ ઓળખી ન લે તે માટે તે સામાન્ય વસ્ત્રો પહેરી પોતાના પ્યારાને ત્યાં આવી હતી. પોતાના પ્રેમીનો હાથ પોતાના હાથમાં લઇ પ્રેમપુર્ણ નજરે તે તેના મ્હો તરફ એકીટસે જોઇ રહી હતી. જોતાં જોતાં તેના ગુલાબી ગાલ—તેના અમીભર્યા ઓષ્ઠો લાલ લાલ થઇ ગયા અને હૃદયની કોમલ અભિલાષા તીવ્ર થવાથી તેના હૃદયના તાર ઝણુઝણી ઉઠયા. તેના અધખુલા પીન પયોધર, સુંદર કપોલ અને મદમાતા નેત્રો જોઇને પણ સર રીચર્ડનું મન વ્યાકુળ ન થઇ જાય એ શું સંભવિત છે? એમીલીઆની સુંદરતા, તેની મદીલી આંખો અને તેના શરીરના આહ્લાદક સ્પર્શથી સર રીચર્ડના હૃદયમાં વિકારની આગ સળગી ઉઠી. તે પ્રેમથી ગદગદ થતા અવાજે બોલ્યો.

"એમીલીઆ! તું પુછે છે કે હું સુખી છું કે નહિ? હવે મારું દુઃખ નષ્ટ થયું કે નહિ? હા. વ્હાલી! હવે હું તારા સહવાસમાં તદ્દન સુખી છું. મારા સુખનો પાર રહ્યો નથી. આજથી દશ દિવસ પર આપણે એક બીજા સમક્ષ દીલ ખોલી નાખ્યા હતા. આહા! વ્હાલી! એ મંગલ દિનની મંગળ ઘડીનું સ્મરણ થતાંજ મારૂં હૃદય હર્ષથી પાગલ બની જાય છે. ત્યાર પછી દરરોજ તું

મારી રંક ઝુંપડીને પાવન કરી છે વ્હાલી ! આવા સુખમાં હું ભુતકાળને કેમ ન ભુલી જાઉં ? ખરેખર, એમીલીઆ ! તેં મને સંપુર્ણ સુખી કર્યો છે."

"રીચર્ડ !" પોતાના પ્રેમીની છાતી પર માથું મુકી નજર નીચી રાખી એમીલીઆ મધુરમંદ સ્વરે બોલી: "વ્હાલા ! મેં દશ દિવસપર તમને મારૂં હરદય અર્પણ કર્યું ત્યારેજ મેં કસમ ખાધા હતા કે આજથી તમે મારા પતિ છો અને હું તમારી પત્ની છું. તમારા શિવાય હવે મારા હરદયમાં બીજા કોઇને સ્થાન મળશે નહિ. જગતમાં તમનેજ સર્વસ્વ માનું છું.

"વ્હાલી ! આવી પ્રતિજ્ઞા લીધા પછી તને પસ્તાવો થયો નથી ?" કહી રીચર્ડે તેની કમ્મર પર હાથ નાખ્યો. એમીલીઆ આ સ્પર્શના મોહક સુખથી કંપી ગઇ.

"પસ્તાઉં ? શા માટે ? રીચર્ડ ! શું મેં વગર વિચારે કસમ ખાધા હતા કે પસ્તાઉં ? કહી મદમાતી એમીલીઆ છતપર નજર કરી બેસી રહી.

આ વખતે એમીલીઆનું સૌન્દર્ય ગજબ વરસાવી રહ્યું હતું. તેની સ્વર્ગિંય દેહલતા જોઇ સર રીચર્ડ વિહવળ થઇ ગયો. "આ રૂપ લાવણ્યપર પ્રાણ સમર્પણ કરવાને હું તૈયાર છું" તે મનમાં બબડયો.

"રિચર્ડ ! હું તમારી છું—ફકત તમારી ! બીજા કોઇની નહિ. મને લાગે છે કે હજુ પણ તમે મારી પદવી ભુલી શકતા નથી. હજુ નહિ. વ્હાલા ! એ વાતજ મનમાંથી કાઢી નાખો. એમજ માની લો કે હું તમારી પત્ની છું અને તમે મારા સ્વામી છો જ્યાં સુધી તમે એમ સમજશો કે હું રાજકુમારી છું, મારી સામાજીક પદવી તમારાથી ઉંચી છે ત્યાં સુધી તમે મને તમારી સમજી ન શકશો—તમે મને પુરેપુરી ચાહી ન શકશો."

"તું આમ કહીને મને શું સમજાવવા ચાહે છે ?" એમીલીઆને હરદય સરસી દાબીને સર રીચર્ડે પુછ્યુ.

"વ્હાલા ! હું તમને એ સમજાવવા માગું છું કે હું તમારી છું—બીજા કોઇની નહિ વ્હાલા ! આધુનિક સમાજના રીતરિવાજ પ્રમાણે દેવળમાં પાદરી સમક્ષ આપણાં લગ્ન થયાં નથી પણ મેં ઇશ્વરની સાક્ષીએ તમને મારા પતિ માન્યા છે એટલે આપણાં લગ્ન સમાજીક લગ્નથી જરા પણ ઉતરતાં નથી. વ્હાલા ! એ લગ્ન બંધન તોડવાની કોઇનામાં તાકાત નથી."

"વ્હાલી ! એ મિલનનું પરિણામ શું આવશે તેનો તો જરા વિચાર કરી જો." એમીલીયાને ફરીથી આલીંગન દેતો સર રિચર્ડ બોલ્યો.

"જે પ્રેમોન્મત થઈ જાય છે તેને પરીણામનો વિચાર કરવાનો સમયજ મળતો નથી, રીચર્ડ !" પ્રેમઘેલી એમીલીઆએ જવાબ આપ્યો." તે વર્તમાન સુખની લહેરીનેજ સાચી માને છે. પ્રેમીઓ ભુતકાળને ભુલી જાય છે અને ભવિષ્યનો ખ્યાલ પણ કરતાં નથી. મારી દશા પણ એવી છે. હું તમારા પ્રેમમાં પાગલ થઇ ગઇ છું. એટલે હવે મને તમારા પ્રેમ સિવાય બીજા કશાનો વિચાર કરવાનું ભાન નથી."

અહા ! આજે મારે માટે સોનાનો સુરજ ઉગ્યો છે.

બન્ને એકબીજાની આંખો સાથે આંખો મીલાવી કેટલીય વાર બેસી રહ્યાં. એ આંખોએ યુગયુગની વાતો કરી નાખી. એ શબ્દહીન મૌન વાતચીતથી બન્નેના આત્માને અનિર્વચનીય આનંદ થયો. બંન્નેના હૃદયમાં અમીરસની ધારા છલકવા લાગી, અને બંન્ને એક બીજાને ચુંબન લઇ પોતાની જાતનેજ ભુલી ગયાં સર રીચર્ડના મન પરનો સઘળો સંયમ નષ્ટ થઇ ગયો. તેણે એમીલીયાને છાતી સરસી ચાંપી લઇ તેનાં અધરનો અમીરસ પીવા માંડયો. આજે એમીલીઆએ પોતાનું સર્વસ્વ સર રીચર્ડને ચરણે સમર્પણ કરી દીધું.

# પ્રકરણ—૧૪૨ મું.

## રાવની રામકહાણી.

એન્જવર રોડપરના પોતાના અસલ મકાનમાં આજે ત્રણ દિવસ થયા પોલીન અને ઓકટેવીઆ રહેવા ગઇ હતી. પોલીને લોર્ડ ફ્લોરેમલ આપનો પ્રેમ સંબંધ તોડી નાખનારો પત્ર પણ લખી નાખ્યો હતો અને એ પત્ર લોર્ડ ફ્લોરેમલને કયારનો મળી ગયો હતો.

રાતનો સમય હતો. લોર્ડ ફ્લોરેમલ પોતાના સુસજ્જિત દિવાનખાનામાં બેસી પોલીન અચાનક શા માટે વિરક્ત થઇ ગઇ હશે તે વીષે ગમગીન ચહેરે વિચાર કરતો હતો. બુરખા નાચમાં જે ગોટાળો થયો હતો તેની તે બિચારાને કંઇ ખબર ન્હોતી. તેનો ડોમીનો પહેરી લોર્ડ મોન્ટગમરી નાચમાં ગયો હતો અને પોલીન તેને લોર્ડ ફ્લોરમલ માની બેઠી હતી એ બનાવનું તેને સ્વપ્ન શુધ્ધાં ન્હોતી એ યુવાન અમીરને ખબર પણ નહોતી કે લોર્ડ મોન્ટગમરી તેને નામે નાચમાં ગયો હતો-ત્યાં તેને પોલીન ફુલવાળીના વેષમાં મળી હતી અને લોર્ડ મોન્ટગમરી પોલીનની નજર સામે—પેલી બેઠી સ્ત્રી—સરકેશીઅન દાસી ને બહાર લઇ ગયો હતો. પોલીન લોર્ડ મોન્ટગમરીને લોર્ડ ફ્લોરેમલજ માની બેઠી હતી અને તેથીજ તેણે પોતાના પ્રિયતમને બેવફા માની નીચેનો પત્ર લખી નાખ્યો હતોઃ—

લોર્ડ ફ્લોરેમલ,

હવેથી મારે ને તમારે કોઇ જાતનો સંબંધ રહ્યો નથી. હું શા માટે આ પત્ર લખું છું? શા માટે તમારી સાથનો પ્રેમ સંબંધ તોડી નાખું છું તેનું વર્ણન કરવાની કંઇજ જરૂર નથી. તમે પોતેજ વિચાર કરી જોશો તો તમારી ખાત્રી થઇ જશે કે એમ કર્યા વિના મારે માટે બીજો રસ્તોજ નથી. મારો આ નિશ્ચય અચળ છે. તે કદિ તુટવાનો નથી. મને સંસાર પર હવે વૈરાગ્ય આવ્યો છે. હવે હું તનમનથી મારી બીમાર બહેનની સેવા ચાકરી કરીશ. મને શોધવાની જરાપણ કોશેશ કરશો નહિ. તમને એવી કોશેષમાં કદિ ફતેહ મળશે નહિ. ટુંકમાં એટલુંજ કહી દઉં છું કે મહેરબાની કરી હવે મારી પાછળ પડી

મને સતાવશો નહિ. મારી ફીકર કરવાની જરૂર નથી. ગઇ ગુજરી ભુલી જજો. મને મરી ગયલીજ માની લેજો. હવે પછી હું મારી બહેનની સેવામાંજ જીંદગી પુરી કરીશ. તમારાથી હું હંમેશને માટે જુદી પડું છું.

લી. પોલીન.

પોલીનનો આ પત્ર વાંચવાથી ફ્લોરેમલને કેવું ભારી દુઃખ થયું હશે તે વાંચનાર સમજી શકશે. થોડા દિવસ પર બદમાસ બબા મીસીસ જેસે પોલીનને વ્યગ્ર કરવા માટે રોઝ ફોસ્ટરને પત્ર આપવાને બહાને લોર્ડ ફ્લોરેમલ પાસે મોકલી હતી તેવીજ રીતે આ સમયે પણ પોલીન કોઇ કારણસર તેના ચારીત્ર્ય વિષે શંકિત થઇ હશે એમ તેને લાગ્યું. પણ આ સમયે એવું શું બન્યું હતું ? ખુબ વિચાર કરતાં ફ્લોરેમલને તેવું કશું કારણ જણાયું નહિ. પોલીનને લાયક થવા માટે તે અંતઃકરણ પુર્વક પ્રયાસ કરી રહ્યો હતો. એટલા માટેજ તેણે પેલી ભેદી માયાવિનીને મળવા જવાની તકને ઠોકરે મારી હતી. બહુ બહુ વિચાર કરવા છતાં તેને કંઇ કારણ ન મળવાથી તેની ચિંતા વધી ગઇ.

પોલીનનો પત્ર મળ્યો તેજ દિને તે ડયુક ઓફ ડેવનશાયરને ત્યાં પોલીનની ખબર કાઢવા ગયો પણ ત્યાંથી તેને નિરાશાજ મળી. નોકર ચાકરો પણ કંઇ બોલ્યા નહિ. ડચેસે પણ તેને સ્પષ્ટ નકારજ સંભળાવ્યો. ફ્લોરેમલે દુઃખીત હરદયે ડચેસને પ્રાર્થના કરી ત્યારે ડચેસનું હરદય પીગળી ગયું. પણ તેને વિશ્વાસ આવ્યો નહિ. ખાસ કરીને ફ્લોરેમલે બુરખા નાચનું નામ શુધ્ધાં ન દીધું ત્યારે ડચેસને એમજ લાગ્યું કે તે નકામી લાલારી કરી રહયો છે અને તેને પસ્તાવા દેવામાંજ સાર છે. લોર્ડ ફ્લોરેમલ ત્યાંથી નિરાશ થઇ પાછો ફર્યો. તે પછી તેણે ઘોડેસ્વાર થઇ લંડન શહેરનાં પરાંઓ ખુંદી કાઢયા. પોલીન પાછી "પેરેડાઇઝ હાઉસ"માં રહેવા ગઇ હશે તેનો તેને ખ્યાલ શુધ્ધાં ન આવ્યો. બબ્બે ત્રણ ત્રણ દહાડા શોધ કરીને તે થાકયો અને અંતે આજે રાતે ગ્લાન વદને પોતાના ઘરમાં શુ થયું હશે તેનો વિચાર કરવા લાગ્યો.

તે આમ વિચારગ્રસ્ત દશામાં બેઠો હતો એવામાં ધીમેથી દ્વાર ખોલી તેના નોકર રાવે તેના તરફ જોયું. પણ ફલોરેમલની નજર તેના પર નહિ પડવાથી તે ધીમે પગલે ઓરડામાં ગયો અને એક જગ્યાએ ઉભો રહી પોતાના શેઠના મ્હોપરનું ભાવ પરિવર્તન જોવા લાગ્યો.

લોર્ડ ફ્લોરેમલ શુન્ય નજરે સઘડી તરફ જોઇ રહ્યો હતો. રાવે જોયું કે તેનો માલીક તદ્દન નિરાશ થઇ ગયો છે. તે જોઇ તેને આનંદ થયો. તેના ઓષ્ઠ પર જરા હાસ્ય ચમક્યું. રખેને તેનો શેઠ તેને અચાનક જોઇ લેશે એવા ભયથી તે ત્યાં ઉભો ન રહેતાં લોર્ડ ફ્લોરેમલની સામે જઇ ઉભો. ફ્લોરેમલને તેનું આમ અચાનક આવવું ઠીક ન લાગ્યું.

"રાવ ! તું હમણાં શા માટે આવ્યો ?" તેણે જરા ગુસ્સાથી પુછ્યું.

"સરકાર ! રાતના બે વાગી ગયા. પણ આપે કંઇ ખાધું નથી તેથી આજ્ઞા હોય તો ડીનર રજુ કરૂં—" અત્યંત નમ્રતાથી રાવે જવાબ વાળ્યો.

"નહિ. રાવ ! નહિ. મને જરા પણ ભુખ નથી; પોતાને માટે નોકરની કાળજી જોઇને ફ્લોરેમલ જરા ખુશી થયોઃ "મને ભુખ લાગશે તો ડીનર મગાવી લઇશ."

"સરકાર ! માફ કરજો. આપની તબીઅત સારી નથી ?"

"નહિ. ઠીક છે...પણ રાવ ! તું તબીઅતની વાત કેમ પુછે છે ?"

"નામદાર ! હું આપનું લુણ ખાઉં છું. આપનો ઉદાસ ચહેરો જોઇ મને દુઃખ થાય છે."

"ઉદાસ ? હું ઉદાસ છું તે તેં શી રીતે જાણ્યું ?"

"નામદાર ! મારાથી કંઇ ભુલ થઇ હોય તો માફ કરજો."

"નહિ. નહિ. હું તારા પર ગુસ્સે નથી થયો. બોલ, હું બેચેન છું તે તેં શી રીતે જાણ્યું ?"

"નામદાર ! હું દીલના દર્દ સારી પેઠે જાણું છું. જ્યારે દીલમાં દર્દ થાય છે ત્યારે કુદરતી રીતેજ ચહેરાના રંગઢંગ બદલાઇ જાય છે." રાવે અત્યંત નમ્રતાથી કહ્યું. આ વાત સાંભળી પ્રેમના દરદી અમીરનું હૃદય જરા હલકું થયું.

"રાવ ! હજી તું નાદાન છે. આટલી વારમાં તેં દીલના દર્દનો કયાં અભ્યાસ કર્યો ?"

"નામદાર ! મારા એક ખાસ સગાના હૃદય પર થયલો આઘાત જોઇ મારૂં હૃદય જર્જરીત થઇ ગયું છે. મારા શરીર પર તેની અસર થઇ નથી; પણ મારૂં મન અત્યંત દુઃખી થયું છે."

"આ પરથી એમ લાગે છે કે તુ જેની વાત કરે છે તેના પર તું અનુરકત થયો હતો. આટલી નાની ઉમ્મરમાં—"

"નહિ. સરકાર ! એ મારી સગી બ્હેન હતી,"

"બ્હેન ? તારી બ્હેન ? તું મારે ત્યાં રહયો ત્યારે તો તેં કહ્યું હતું કે તારૂં કોઇ નથી."

"હજુર ! મેં કહ્યું હતું કે તદ્દન અનાથ છું." આટલું કહેતાં તો રાવની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં: "મારા માત પિતા નથી અને આપને ત્યાં નોકરી ન્હોતી મળી ત્યાં સુધી મને કોઇનો આશરો પણ ન્હોતો. જો હું અનાથ ન હોત તો મને આટલી મનોયાતના સહન કરવી ન પડત."

"તું કેવી યાતનાની વાત કરે છે, રાવ ?"

"હું કઇ યાતનાની વાત કહું છું તે આપ નામદાર હજુ ન સમજ્યા ? રાવનો સ્વર બદલાયો. તેના હોઠ પર વિચિત્ર જાતનું હાસ્ય ફરકયું અને બીજીજ પળે તેના હોઠ બીડાઇ ગયા. એ હાસ્ય ધિક્કારનું હતું કે વ્યંગનું તે ભોળું ફુલેરેમલ સમજી શકયો નહિ. તરતજ રાવ મન પર કાબુ લાવી પાછો બોલ્યો: "નામદાર ! હું મારી બહેનની દુર્દશાની વાત કરતો હતો."

"કેવી દુર્દશા ?"

"દુર્દશા નહિ પણ એને ઘોર અત્યાચારજ કહેવો જોઇએ."

"અફસોસ! રાવ મને તારી દયા આવે છે. હમણાં તારી બ્હેન ક્યાં છે?

"મારા દેશમાં."

"તેના ગુજરાનની વ્યવસ્થા તો છે ને? તેને કોઇ જાતની આપદા તો પડતી નથી ને?"

"નહિ નામદાર! તેને ખાવા પીવાનું દુઃખ નથી પણ તેનુ હૃદય ફાટી ગયું છે. તે ફક્ત એકજ આશા પર જીવી રહી છે."

"કઇ આશા?"

"વેર! વેર!" રાવની આંખો ફાટી ગઇ.

"તારી બહેન પર ભારી જુલમ થયેલો લાગે છે." લોર્ડ ફ્લોરે-મલની કુતુહલતા વધવા લાગી.

"જુલમ! મારી ભલી ભોળી બહેનનો જે જાતનો નીચ છળ થયો હતો તેવો ભાગ્યેજ કોઇનો થયો હશે. જેના પ્રેમમાં મુગ્ધ થઇ તેણે પોતાના જીવનનું સત્યાનાશ વાળી નાખ્યું હતું તેજ બદમાશે એ બિચારીને ભયંકર દગો દીધો. લગ્ન કરવાનું વચન આપી એ શયતાને મારી બહેનને ફસાવી. આહ! એ બિચારી પોતાના પ્રિયજન પર જાન ન્યોછાવર કરી નાખતી હતી. તેની સઘળી વાતો માની તે તેની દાસી થઇ ગઇ હતી. બંનેના દરજ્જામાં સામાજીક નજરે મોટો ભેદ હતો તેનું પણ પ્રેમના આવેશમાં તેને ભાન ન રહ્યું. તે એક દુષ્ટના નીચ હૃદય પર વિશ્વાસ રાખી તેની પાછળ પાગલ થઇ અને તેના દગાબાજ આશકે તેના ભોળપણનો લાભ લઇ તેનું શિયળ લુંટી લીધું, અને પોતાની હવસી વાસના તૃપ્ત થયા પછી એ નીચ શયતાન તેને દગો દઇ ચાલ્યો ગયો." રાવ બોલ્યો.

આ વાત સાંભળતાં લોર્ડ ફ્લોરેમલને પોતાનો ભુતકાળ યાદ આવ્યો. તેને લાગ્યું કે આવાં નીચ કામ મેં પણ કર્યા છે. તેને મનમાં ને મનમાં દુઃખ થયું. પણ તે બહાર વ્યકત ન કરતાં તે તે બોલ્યો: "હં રાવ પછી શું થયું?"

"નામદાર! મારી બહેનનો એ દગાબાજ આશક આપનીજ અંગ્રેજ જાતિનો છે. તેનું વદન ઘણું ખુબસુરત છે. મારી બ્હેન

પણ રૂપરૂપની પરી છે પણ મારી બહેનના જીગરમાં સ્નેહ, અનુરાગ અને દયાની લાગણી છે જ્યારે એ સુધરેલા શયતાનના હૃદયમાં દગાબાજી અને વિષય લંપટતાનું હળાહળ ઝેર ભર્યું છે. એ અંગ્રેજને જ્યારે ખબર પડી કે તેનાથી મારી બ્હેનને ગર્ભ રહી ગયો છે. ત્યારે તે તેને છોડીને ચાલ્યો ગયો. તે પછી મારી બ્હેનની દશા લાચાર થઇ ગઇ. તે સમાજની નજરે કલંકિત થઇ હતી. અસહ્ય યાતના સહન કરી કેટલીક વાર ગુપ્ત એકાંતવાસ સેવી તેણે એક પુત્રને જન્મ આપ્યો.” રાવે વાત આગળ ચલાવી.

“શું એ છોકરો હજુ જીવતો છે?” ફ્લોરમલે અજાયબીથી પૂછ્યું.

“જી નહિ. તે તો જન્મતાંજ મરી ગયો હતો. પણ એ હૃદયહીન વિશ્વાસઘાતનું સ્મરણ મારી બહેનના હૃદયમાંથી હજુ દુર થયું નથી અને દુર થાય તેમ પણ નથી. મેં મારી બહેનપર ગુજરેલા સીતમ માટે વેર લેવાનો ઠરાવ કર્યો છે અને તેથીજ હું મારો દેશ છોડી હમેશને માટે આ દેશમાં આવી વસ્યો છું.”

“એ જાલીમ ઇંગ્લંડમાંજ છે તે વિષે તારી ખાત્રી છે?”

“જી હા. તે ઇંગ્લંડમાંજ છે. મેં તેને જોયો છે શુધ્ધાં!”

“જેમ હોય તેમ. રાવ! તારે સાવધાન થવાની જરૂર છે. ગુસ્સાના આવેશમાં તું કંઇ આડું પગલું ભરી બેસશે તો આફતમાં ફસી પડશે. યાદ રાખજે કે કોઇને નુકસાન કરનારને કાયદો સજા કરે છે. તારી બહેનને કોઇએ દગો દીધો છે તેથી તું ગુસ્સે થઇને તેને મારી નાખશે તો આ દેશનો કાયદો તારો પણ જાન લેશે.” ફ્લોરેમલે સલાહ આપી.

“નામદાર! મેં બધો વિચાર કર્યો છે.”

“ઠીક. તારી વાત પરથી જણાય છે કે તું અક્કલથી કામ કરી રહ્યો છે. પણ જો રાવ! હું તને ચાહું છું તેથી કહું છું કે જો તું કંઇ આફતમાં આવી પડશે તો મને દુઃખ થશે. વારૂ, તારી બહેનને કલંકિત કરનારનું નામ મને કહી શકશે?”

રાવનું મન જરા ચંચળ થયું. પણ તરતજ તે શાંત થઇ બોલ્યો: "નામદાર! નામ જણાવવાની મારી હિમ્મત ચાલતી નથી."

"વારૂ, તારી મરજી પડે તેટલી વાત કહે. પણ જો! હું તારો શેઠ છું તેથી તને બે બોલ કહેવા માગું છું. તું મારે ત્યાં લાચાર દશામાં નોકરીએ રહેવા આવ્યો ત્યારે તારાપર દયા આવવાથી મેં તને વગર સર્ટીફીકેટ અને વગર જામીનગીરીએ મારે ત્યાં રાખી લીધો હતો. કારણ કે મને તારી વાત સાચી લાગી હતી. તું અંગ્રેજોનો સ્વભાવ તો જાણે છે. તું બારણે બારણે ભટકતે તો પણ વિના પીછાને તને કોઇ રાખત નહિ. હું મારી મોટાઇ બતાવવાને આ વાત કહેતો નથી. હું એટલા માટે તને આ બીનાની યાદ આપું છું કે જો તારા દીલમાં મારે માટે આભારની લાગણી ઉત્પન્ન થશે તો તું મારી સલાહ પર ધ્યાન આપશે. સાંભળ! જે સખસે તારી બહેનને અન્યાય કર્યો છે તેનાપર વેર લેવાની વાત મનમાંથી કાઢી નાખ કેમકે તેમ કરવા જતાં તુંજ આફતમાં આવી પડશે."

"નામદાર! તમારી સલાહ માટે હું તમારો આભાર માનું છું." બીજી બાજુ મ્હો ફેરવી રાવે કમ્પિત અવાજે જવાબ આપ્યો.

"તું મારી સલાહ પ્રમાણે વર્તશે ને?"

"જોઇશ, વિચાર કરી જોઇશ." રાવ બોલ્યો. પણ તેના મન પર પોતાની સલાહની કેવી અસર થઇ છે તે ફ્લોરેમલ સમજી શકયો નહિ.

"વારૂ! તારી બહેન પર જે અત્યાચાર થયો છે તેનો બદલો વાળવાની કોશીષ થઇ છે કે નહિ? મને લાગે છે કે જો તું તે સખસ પાસે જશે તો તારી બ્હેન આરામથી જીંદગી ગાળે તેવો બંદોબસ્ત કરી આપશે." ફ્લોરેમલે કહ્યું.

"ઓહ! સમજી ગયો. આપ નામદાર આર્થીક બદલાની વાત કરો છો." ધિક્કારથી હસીને રાવ બોલ્યો. "નોકર થઇ ને આપની સામે હું જે વાત કરી રહ્યો છું તે માટે માફ કરજો. હું મારૂં દીલ ખોલી રહ્યો છું. અંગ્રેજો એમ માને છે કે લક્ષ્મીથી સઘળા પાપોનું પ્રાયશ્ચિત થઇ જાય છે. પણ નામદાર! મારી બહેન એટલી નીચ નથી.

તે સતીત્વનેજ સર્વસ્વ સમજતી હતી. એ સતીત્વ કલંકિત થયા પછી તેને હીરા મોતીમાં દાટી દેવાથી તે પાછી પવિત્ર થઇ જવાની છે? તે ભૂખે તરફડીને મરી જવાનું પસંદ કરશે; પણ તેના દગાબાજ આશક પાસેથી એક પાઇ પણ લેવાની નથી. નામદાર! શું એ ઘોર અત્યાચારનો બદલો પૈસાથી વળે તેમ છે? વળી એ દગાબાજ માણસનો એવો હેતુ પણ નથી.”

લોર્ડ ફ્લોરેમલ રાવની વાત સાંભળી જરા હસ્યો. પછી ગંભીર અવાજે બોલ્યો: “રાવ! તારી બ્હેન ખુબસુરત હશે, તેની હું ના પાડતો નથી પણ તારે ખ્યાલ રાખવો જોઇએ કે અહિંનો કોઇ અંગ્રેજ અમીર તારા દેશની સ્ત્રી સાથે લગ્ન કરે તો વર અને કન્યા ઉભયને સમાજ બહિષ્કાર કરે.”

“તમારા રિત રિવાજો હું જાણું છું નામદાર! પણ એ વાતનો વિચાર કરવાની પેલા નરાધમની ફરજ ન્હોતી? તેણે મારી બ્હેનના પ્રેમની ભીક્ષા માગી તે પહેલાં આ રિવાજોનો વિચાર શા માટે ન કર્યો? નામદાર! જો તેની લગ્ન કરવાની ધાનત ન હતી તો તેવું વચન આપીને એક સરળ હૃદયની બાળાને તેણે છેતરી શા માટે? શુ એ જેવી તેવી નીચતા છે. આપજ કહો નામદાર! જો આપની બહેન સાથે કોઇ બદમાસે આવી દગાબાજી કરી હોત તો આપ તેને કેવી સજા કરત?” રાવે લોર્ડ ફ્લોરેમલ પર તીવ્ર દૃષ્ટી તાકી આ સવાલ એવી રીતે પુછ્યો કે ફ્લોરેમલના હૃદય પર પ્રહાર થયો. તેનું અંતર તેને ડંખવા લાગ્યું. તે શરમનો માર્યો નીચું જોઇ બેસી રહ્યો.

“નામદાર! મારા સવાલનો શો જવાબ આપો છો?”

“રાવ! તું મને એ સવાલ શા માટે પુછે છે?”

“એટલા માટે કે તમે મને વેર નહિ લેવાની સલાહ આપી રહ્યા છો. આપ ઉદાર ચરિત સદગૃહસ્થ છો તેથી પુછું છું કે જો આપની બહેનનું શિયળ લુંટી કોઇએ તેને તજી દીધી હોત તો આપ શું કરત?”

રાવનો એકે એક શબ્દ ફ્લોરમલની ભાલાની પેઠે ખુંચવા લાગ્યો.

“રાવ!” તે જેમ તેમ બોલ્યો: “આ દેશમાં આવા કર્મો ભારી ગુન્હા ગણાતા નથી.”

"શું ? આ જેવો તેવો ગુન્હો છે ? નામદાર ! એક પવિત્ર, સદાચારી કુમારિકાને લગ્નનું પવિત્ર વચન આપી ભ્રષ્ટ કરવી અને તેને કલંકિત દશામાં છોડી દેવી તે સામાન્ય ગુન્હો છે ? શું આપ એવી દગાબાજી કરી આરામથી જીવી શકશો ? મારી ખાત્રી છે કે આપ એવું કર્મ કદિ નહિ કરો." રાવ ગુસ્સાથી બોલ્યો.

હવે હદ થઇ. ફ્લોરેમલને લાગ્યું કે "રાવ તેનેજ ઉદ્દેશીને કહી રહ્યો છે. પણ નહિ. મારૂં મન પાપી છે તેથીજ મને આમ લાગે છે." તે મનમાં આવા વિચાર કરી કંઇ કહેવા જતો હતો એવામાં કોઇએ જોરથી દ્વાર ખખડાવ્યા રાવને આ નડતર નડવાથી તે મનમાં અત્યંત ગુસ્સે થયો. તે હોઠ ચાવતો બહાર નીકળ્યો અને ફ્લોરેમલનો વકીલ મી. ક્રોસવેલ દિવાનખાનામાં દાખલ થયો.

# પ્રાકરણ ૧૪૩ મું.

## દસ્તાવેજો ગુમ.

લોર્ડ ફ્લોરેમલનો વકીલ મી. ક્રોસવેલ લોર્ડ મોન્ટગમરીના વકીલ મી. રીગડનથી જુદીજ જાતનો માણસ હતો, મી. રીગડન શંકાશીલ, ચતુર, થોડાબોલો ચાણક્ય હતો જ્યારે મી. ક્રોસવેલ ઉદાર, સરલ હૃદયી અને કર્તવ્ય પરાયણ હતો. તેનુ કાયદાનુ જ્ઞાન કોઇથી ઉતરતું નહોતુ પણ તે હંમેશા ન્યાયને રસ્તે કામ લેવાના સ્વભાવવાળો હતો કોઇ કાર્ય દગાબાજીથી પોતાના અસીલને જીતાડવાનું તે પસંદ કરતો નહોતો.

"મારા લોર્ડ ! આજે એક મીઠી ખબર આપને સંભળાવાની ફરજ બજાવવા હું અહીં આવ્યો છું" મી. ક્રોસવેલે શિષ્ટાચાર કર્યો પછી ખુરસી પર બેસતાં કહ્યું.

"એવું તે શું છે મી. ક્રોસવેલ ?" લોર્ડ ફ્લોરેમલે અજાયબીથી પુછ્યું,

"મી. રીગડન નામના એક વકીલે આજે મને ખબર આપી છે કે લોર્ડ ફ્લોરેમલ પર અમુક કેસ મંડાનાર છે તેમાં હું બચાવ કરવાનો છું કે નહી ?"

"મારા પર કેસ ! શાનો ?"

"આપની એસ્ટેટ અને ખિતાબનો એક દાવાદાર નીકળ્યો છે"

"વાહ ! એ પણ ઠીક છે તે કોણ છે ? શાને આધારે તે દાવો કરે છે ?"

"મી. જ્યોર્જ વુડફાલ નામનો એક દાવાદાર નીકળ્યો છે ?" વકીલે જવાબ વાળ્યો.

"વુડફાલ ! હાં હાં હવે મને યાદ આવે છે." થોડીવાર વીચારમાં પડી ફ્લોરેમલ બોલ્યો.

"મારા કુટુમ્બીક કાગળ પત્રો વાંચવાથી મને માહીતી મળી છે કે મારા દાદાની એસ્ટેટ અને ખિતાબ મેળવવા માટે મી. વુડફાલે દાવો માંડયો હતો પણ હાઉસ ઓફ લોર્ડસમાં તે હારી ગયો હતો. આ વુડફાલ એજ વંશનો વારસ લાગે છે,"

"જી હા. એણે શું જોઇને દાવો માંડયો છે તે કંઇ સમજી શકતો નથી મી. રીગડને ધંધાદારી રિવાજ મુજબ મને એટલુંજ જણાયું છે કે તે મી. વુડફાલના ધારાશાસ્ત્રી છે."

"તમે મારા વકીલ તરીકે લડશો તે તો તમે તેને લખી નાખ્યું ને?"

"જી હા."

"ફીકર નહી. પુરાવા રજુ થતાં વુડફાલ હાથ ધોઇ બેસશે. હકીકત એમ છે કે મારા દાદાના પિતા પ્રૌઢાવસ્થામાં એના વુડફાલ નામની એક સામાન્ય વર્ગની ખુબસુરત સ્ત્રી પર મોહી પડયા હતા મારા વડીલે એ સ્ત્રીને પહેલા રખાત તરીકે રાખી હતી પણ પાછળથી તેની સાથે શાદી કરી હતી. એ સ્ત્રીને પેટે બે પુત્રો થયા હતા. પણ તેનો પુત્ર લગન થયા પહેલાં જન્મવાથી તેનો એસ્ટેટ યા ખિતાબ પર કંઇ હક નથી તે સીધ્ધ થઇ ગયું હતું. જો મારા પ્રપિતામહ તેના નામનું વીલ કરી ગયા હોત તો અવસ્ય તેનો હક ચાલત પણ તે વીલ કરી ગયા ન્હોતા તેમ પ્રથમ કેસ વખતે એવું કોઇ વીલ અદાલમમાં રજુ પણ થયું ન્હોતું. એમાં વુડફાલનો મોટો પુત્ર નાની ઉમ્મરમાં પરણ્યો હતો, અને તેને એક પુત્ર થયો હતો તે મારા પ્રપિતામહની હયાતીમાંજ મરી ગયો હતો. પણ તેનાં પુત્રથી વુડફાલ વંશની ઉત્પતિ થઇ હતી. એના સાથે લગ્ન થયા પછી જે પુત્ર થયો હતો તેના અમે વંશજો છીએ. એટલે એસ્ટેટ અને ખિતાબ પર અમારોજ હક છે- એમાંના મોટા પુત્રના પુત્રે દાવો માંડયો હતો તે સમયે કોર્ટમાં પુરવાર થયું હતું કે તેનો બાપ મારા પ્રપિતામહ સાથે એમના લગ્ન થયા પહેલા જન્મ્યો હતો. ખિતાબ માટેનો દાવો રદ થયા પછી ચેન્સરી કોર્ટમાં મિલકત માટે દાવો ચાલુ રહ્યો હતો પણ મારા દાદાએ વુડફાલને પૈસા આપી માંહો માંહે સમાધાની કરી તેની પાસે લખાવી લીધું હતું કે હવે પછી તેના વારસોના અમારા ઉપર કંઇ દાવો રહેસે નહી, એ બધા દસ્તાવેજો મારી પાસે મોજુદ છે." ફ્લોરેમલે વાત પુરી કરી.

"ત્યારે તો કંઇ ફીકર કરવાની જરૂર નથી. મી. જ્યોર્જ વુડફાલ વિષે તમે કંઇ જાણો છો?"

"હું એટલું જાણું છું કે તે ચિત્રકાર છે. તેના બાપનુ ચારિત્ર્ય સારૂં ન્હોતુ. તેણે બધા પૈસા ઉડાવી દીધા હતા અને અમારા કુટુંબની સાથેની બોલચાલ પણ બંધ થઇ ગઇ હતી. તે વખતે મારો જન્મ થયો ન્હોતો. મી. જ્યોર્જ વુડફાલ મને કદી મળવા આવ્યો નથી તેમ તેણે કદી મારી મદદ પણ માંગી નથી. આ વાતમાં કંઇ દમ નથી. તમે આપણા દસ્તાવેજો મી. રીગડનને બતાવશો એટલે તે સમજી જશે કે તેના અસીલનો દાવો નકામો છે.

"જી. મહેરબાની કરી મને દસ્તાવેજો આપો. આજે રાતેજ હું મી. રીગડનને બતાવીને બધો ફેંસલો કરી નાખીશ."

"હું હમણાંજ દસ્તાવેજો લઇ આવું છું." કહી લોર્ડ ફ્લોરેમલ દિવાનખાનામાંથી બહાર નીકળ્યો. દાદર તરફ જતાં તેને રાવ મળ્યો. રાવને ફાનસ લાવવાનું કહી તે આગળ વધ્યો રાવ તરતજ ફાનસ લઇ તઇયાર થઇ ગયો. લોર્ડ ફ્લોરેમલ તેની સાથે પોતાના શયન-ગૃહમાં ગયો.

"રાવ! પલંગની નીચેની લોખંડની પેટી બહાર કાઢ."

તરત રાવે હુકમનો અમલ કર્યો. ફ્લોરેમલે ગજવામાંથી ચાવીનો ઝુમખો કાઢી એક ચાવીથી પેટી ખોલી અને તે ખોલતાં સાથેજ તેનાથી એક કારમી ચીસ પડાઇ ગઇ. પેટી તદ્દન ખાલી હતી.

"શું છે મારા લોર્ડ!" રાવે અજબ થઇ પુછ્યું.

"અફ્સોસ! મારૂં સત્યાનાશ વળી ગયું. મારા શયનગૃહમાં પણ ચોર ઘુસ્યો! અફ્સોસ!"

"શું કોઇ જરૂરી દસ્તાવેજો મળતા નથી?"

"જરૂરી શું? મારી આખી જીંદગીજ પાયમાલ થઇ ગઇ. હાય!"

"હાય!" કહી રાવે કોણ જાણે કેમ પોતાનું મ્હો ફેરવી લીધું.

"આ શું? શું કોઇ બીજી જગ્યાએ કાગળો મુકાઇ ગયા હશે? નહિ. નહિ. કોઇએ પેટી તોડી હોય તો તેની નિશાની જણાવી જોઇએ. શું ઘોટાળો થયો છે તે સમજાતું નથી." ફ્લોરેમલ બબડયો. રાવ તેનો એકેએક શબ્દ સાંભળતો હતો. ફ્લોરેમલ થોડી વાર શુન્ય

દૃષ્ટિએ ખાલી પેટી જોઇ રહ્યો. તે પછી તેણે આખું શયનગૃહ ફેંદી નાખ્યું. પાગલની પેઠે તેણે ખુણે ખુણામાં શોધ કરી. એક કલાક વહી ગયો. અંતે નિરાશ થઇ તે દિવાનખાનામાં પાછો ફર્યો અને ક્રોસવેલને મ્હોકાંણુના સમાચાર સંભળાવ્યા. રિગડન પોતાના અસીલનો લાભ માટે કાવાદાવા કરતાં અચકે એવો માણુસ નથી એ ખ્યાલ આવતાં મી. ક્રોસવેલને ભારી અફસોસ થયો. દસ્તાવેજો ચોરાઇ ગયા છે એ બીના કોઇને પણુ નહિ જણાવવાની તેણે ફ્લોરેમલને સલાહ આપી.

"મી. ક્રોસવેલ !" ફ્લોરેમલ હતાશ થઇ બોલ્યો: "મારા ગ્રહ માઠા લાગે છે. આ દસ્તાવેજો મારા દુશ્મનના લાભ માટેજ કોઇ ચોરી ગયું છે તે વિષે કંઇ શક નથી. હાય ! એક બાજુથી મારી વ્હાલી પોલીન મને તજી ગઇ અને બીજી બાજુથી આ આફત !" ફ્લોરેમલની આંખમાં આંસું આવ્યા. ક્રોસવેલે તેને દિલાસો દીધો.

"મી. ક્રોસવેલ ! હવે હિમ્મત હારવાથી કંઇ વળવાનું નથી." ફ્લોરેમલ આંસુ લુંછી નાખી બોલ્યો : "તમે મારા બચાવ માટે બનતી તૈયારી કરો. હું દુશ્મન સામે પુર જોશથી લડવા માગું છું. આવી નીચ દગાબાજી ? દસ્તાવેજો ગયા તો જહન્નમમાં ગયા. હું અંત સુધી લડયા વિના નમતું આપવાનો નથી. તમે તમારી સઘળી કુશળતા વાપરી કેસ તૈયાર કરો."

"જી." ક્રોસવેલ ફ્લોરેમલની હિમત જોઇ આનંદ પામ્યો અને સલામ કરી વિદાય થયો.

  

આ બનાવ બન્યા પછી એક કલાક બાદ લોર્ડ મોન્ટગમરીના વકીલ મી. રીગડનને કોઇ બીના હાથની લખેલી નીચેની ચીઠ્ઠી મળી:

"લોર્ડ ફ્લોરેમલ પોતાના દસ્તાવેજો શોધી રહ્યો છે પણ તે તો કયારના ગુમ થઇ ગયા છે તે તમે જાણો છો, તે અને તેનો વકીલ

કોસવેલ બન્ને ડરી ગયા છે. બન્ને સમજી ગયા છે કે તેમની બાજી નબળી છે પણ કેસ જીતવા માટે લોર્ડ ફ્લોરેમલ તનમન ધનથી લડવાનો નિશ્ચય કરી બેઠો છે. દસ્તાવેજો કેમ ગુમ થયા તે તે સમજી શકતો નથી પણ તે પોતાના વિરોધીના હાથમાં જવાનો તેને ભય ઉપજ્યો છે, તમે ખુબ સાવધાન રહેજો. હું તમારા કલ્યાણ માટે કોશીષ કરતી રહીશ અને કંઇ પણ અગત્યનો બનાવ બનશે તો તમને ખબર આપીશ."

ચીઠીની નીચે કોઇની સહી ન હતી. પણ મી. રીગડન તરત સમજી ગયો કે ફ્લોરેમલના દસ્તાવેજો આપી જનારી પેલી ભેદી સ્ત્રી-એજ આ ચીઠી મોકલી છે.

# પ્રકરણ—૧૪૪ મું.

## એગર્સ સ્ટાફ.

ગયા પ્રકરણમાં વર્ણવેલો બનાવ બન્યો. તેજ દિને રાતે આઠ વાગે ફેરોટી પોલ અને ગેલોઝવીડો એગર્સ સ્ટાફના ઓરડામાં બેસીને શરાબ પીતી પીતી કંઇ કંઇ ગપ્પાં મારતી હતી. હજુ શરાબીઓની ધુમ મચી ન્હોતી તેથી બન્નેની વાતચીતમાં ઝાઝી ખલલ પડતી ન્હોતી, મેગસમેન અને એગરમેનનું શું થયું હશે? કેટલાક દિવસ થયા મબ્સ કેમ ગુમ થઇ ગયો છે? વિગેરે સવાલો વિષે બન્ને તર્ક વિતર્ક કરી રહી હતી.

" મબ્સ હજુ કેમ નહિ આવ્યો હોય? મને નથી લાગતું કે તે કઇ આફતમાં ફસી ગયો હોય." ફેરોટી પોલ બોલી.

"બ્રેસની ખુબસુરતી પર લટ્ટુ થઇને પોતાનું સત્યાનાશ વાળે એવો એ આંધળો નથી. બ્રેસે શમલેનું ખુન કર્યું છે. તે વિષે કંઇ શક નથી પણ મબ્સ પણ તેની જાળમાં ફસી જાય એમ હુ માનતી નથી." ગેલોઝવીડો બોલી.

"તો પછી તે ત્રણ દિવસ થયા જણાયો કેમ નથી? તે દહાડે આવીને તે બ્રેસ સાથે થયલી બધી વાતચીત કહી ગયો હતો."

"હા. તેણે કહ્યું હતું કે તે બ્રેસ સાથે વાત કરતો હતો એવામાં કોઇની ચીસ સંભળાવવાથી બન્નેની વાતચીત અટકી હતી. તેણે કહ્યું હતું કે બ્રેસે તેની પાસે પોતાના પાપનો એકરાર કર્યો હતો અને સમાધાની કરવાની આતુરતા બતાવી હતી. મને લાગે છે કે કાંતો બ્રેસે તેનું પણ ખુન કર્યું છે કાંતો તે પૈસા લઇ કયાંક નાસી ગયો છે."

"બ્રેસે તેનું કાંઇ ખુન કર્યું હોય એમ લાગતું નથી. તે કયાંક નાસીજ ગયો છે. ગમે તેમ હોય પણ બે ત્રણ દિવસ સુધી રાહ જોયા પછીજ આપણે કંઇ કરીશું."

"તેટલામાં એ બદમાસ બ્રેસ પણ નાસી જાય તો? તો તો આપણે બન્ને તરફથી લટકી જઇશું."

"નહિ. નહિ. ગ્રેસ આટલી બધી દોલત છોડીને નાસી જાય એવી નથી. તેને ડર શાનો છે ? જો મબ્સનું તેણે ખુન કરી નાખ્યું હોય યા તેને લાંચ આપી સમજાવી લીધો હોય તો પછી તે શા માટે નાસી જાય ? મને લાગે છે કે મબ્સ એક બે દિવસમાં આવશે."

"ભલે. બે દિવસ થોભી જઈ પછી જે કરવું હશે તે કરીશું." ગેલોઝવીડો બોલીઃ "હં ! મારે તને એક બીજી વાત કહેવાની છે."

શી ? કેરોટીએ કાન ઉંચા કર્યા.

"મેં જુલીઆ લાઇટફુટને શોધી કાઢી છે."

"કોણ મીસીસ પેજને ? એ છોકરી પેજને પરણી ગઈ છે તે તો તું જાણે છે ને ? રામસે, માર્ટીન અને મારા પિતાને ફસાવનાર પેજને તો તું ઓળખે છે ને ? એ બદમાસ જુલીઆને પરણ્યો છે. ભલા, જુલીઆનો પતો તને કયાં મળ્યો ?"

"તું જાણે છે કે કીંચીન આંડ કેટલાક દિવસથી તેની તપાસમાં ફરતો હતો. કાલે એજવર રોડ પર ધણી ધણીઆણી ઘર જોવા નીકળ્યા હતા. કીંચાન આંડે તેમની પાછળ પડી ખાત્રી કરી લીધી છે કે તેઓ આવતા અઠવાડીઆમાં એજવર રોડ પર પેરેડાઇઝ મેન્શનમાં રહેવા જવાનાં છે."

"આહ ! હવે એ બદમાસ પર આપણે વેર લઈશું. એને લીધેજ આપણે પાયમાલ થઈ ગયા છીએ." કેરોટી પોલે દાંત કચકચાવ્યા.

"હા. એજ બદમાસે મારા વ્હાલાને ને તારા બાપને જેલમાં નખાવ્યા હતા." ગેલોઝવીડોનો ચ્હેરો પણ વિકરાળ થઈ ગયો.

આ સમયે એક નોકરે આવી એક ગૃહસ્થના આગમનની ખબર આપી. કેરોટીનો હુકમ મળતાંજ નોકર એક ખુબસુરત જવાનને લઇ પાછો આવ્યો. એ જવાનનું શરીર ઓવરકોટથી ઢંકાએલું હતું પણ તેનો ખુબસુરત ચ્હેરો સ્પષ્ટ જણાતો હતો. બન્ને સ્ત્રીઓ તેને ધારી ધારીને જોઇ રહી પણ કંઇ પીછાન પડી નહિ.

"તમે મને બીલકુલ પીછાનતાં :નથી." આવનારે ખુરશી પર બેસી મુલાયમ અવાજે કહ્યું: "હું એક ખાસ કામ માટે તમારી પાસે

આવ્યો છું. જો તમે મારૂં કામ કરશો તો હું તમને મ્હો માગ્યું ઇનામ આપીશ."

"મહેરબાની કરી પ્રથમ તમારૂં નામ કહો અને પછી કામની વાત કરો." ફેરાટી પોલ બોલી.

"મારૂં નામ લોર્ડ ફ્લોરેમલ છે," જવાબ મળ્યો.

"પહેલા તો એ કહો કે તમને આ જગ્યા કોણે બતાવી ?"

"આ જગ્યા કોણે બતાવી તે કહું ? તમે નારાજ થશો " ફ્લોરેમલ બોલ્યો.

"નહિ. બોલો."

"લંડનના રહીશો સારી પેઠે જાણે છે કે બેગસ સ્ટાફ કઇ જાતનો અડ્ડો છે. મોટા મોટા અમીર ઉમરાવો કોઇ ખાસ ગુપ્ત કામ કરાવવા માટે અહિં આવે છે તે હું જાણું છું. હું પણ એવાજ કામ માટે આવ્યો છું.

"બોલો, હવે તમારા પર અવિશ્વાસ કરવાની કંઇ જરૂર નથી. બોલો, તમારો શો હુકમ છે ? "

"પહેલું કામ તો એ છે કે મારે એક સ્રીનો પત્તો જોઇએ છે. એ સ્રી સાથે મારા લગ્ન થવાના હતા પણ કોણ જાણે કેમ તે મારાપર નારાજ થઇને ક્યાંક ચાલી ગઇ છે. હું તેનું નામ પણ તમને જણાવીશ પણ કદાચ તે નામ બદલીને રહી હોય તે માટે તેનો ફોટો પણ બતાવીશ. તમે તેને સોધી શકશો ?"

"જરૂર. કાલથીજ અમે દશ બાર માણસોને શહેરમાં મોકલી દઇશું. તેઓ લંડનના ખુણે ખુણા શોધી વળશે."

"તેનું નામ પોલીન કલેરંડન છે. આ તેનો ફોટો ! કહી ફ્લોરેમલે ફેરાટી પોલના હાથમાં પોલીનની છબી મુકી :" પણ જુઓ ! તમારા માણસો તેની શોધમાં ફરે છે તેવો તેને શક પણ ન જવો જોઇએ. જો તેમ થશે તો તે મારાપર વધુ ગુસ્સે થશે."

તમે તેની જરાપણ ફીકર ન કરો. વારૂ, બીજું શું કામ છે ?"

"સાંભળો! મારા કીમતી દસ્તાવેજો એક લોખંડની પેટીમાં બંધ કરી મારા પલંગની નીચે હું રાખતો હતો. પેટીની ચાવી દિવસે મારા ગજવામાં રહેતી અને રાત્રે મારા ઉશીકા નીચે! કોઇ બીજી ચાવીથી પેટી ઉઘડતી નથી, છતાં પેટી ખોલી કોઇ દસ્તાવેજો ઉઠાવી ગયું છે. મારા નોકર ચાકરોમાંથી મને કોઇના પર શક નથી." ફલોરેમલે બીજુ કામ બતાવ્યું.

"તમારા કહેવા પરથી એમ લાગે છે કે કોઇ ખાસ કારણસર દસ્તાવેજોની ચોરી થઇ છે."

"હા. મી. જ્યોર્જ વુડફાલ નામના સખસનો રીગડન નામનો વકીલ છે." ફલોરેમલ બોલ્યો.

"સબુર! તમે શું નામ કહ્યું? જ્યોર્જ વુડફાલ? કોણ પેલો ચિત્રકાર?" ગેબ્રોઝ વીડો કંઇ યાદ આવવાથી બોલી.

"હા. તેજ. તમે તેને ઓળખોછો?"

"હા. મેં તેને એક વાર બ્રબસોલ નામના ચીત્રો વેચનારની દુકાનમાં જોયો હતો." ગેબ્રોઝ વીડોએ આટલું કહી કેરોટી પોલ તરફ માર્મિક નજર ફેંકી.

વાંચનારને યાદ હશે કે મેગ્સમેન જ્યારે ન્યુગેટ જેલમાંથી નાસી ગયો હતો ત્યારે ગેબ્રોઝ વીડોએ બ્રબસોલના મકાનમાં પોતાની ટોળીને છુપાવી હતી.

"વુડફાલ મારાપર કેસ માંડવા ચાહે છે અને રીગડન તેનો વકીલ છે." ફલોરેમલે વાત આગળ ચલાવી. રીગડન દગાબાજ માણસ છે. મને શક છે કે મારા દસ્તાવેજો વુડફાલ અથવા રીગડન બેમાંથી એકના હાથમાં હોવા જોઇએ. જે સખસ મારા દસ્તાવેજો લાવી આપશે તેને બે હજાર ગીની આપવાને હું તૈયાર છું."

બે હજાર ગીનીનું નામ સાંભળતાં બન્ને ચોંકીને એક બીજીના મ્હોં જોવા લાગી.

"બોલો, તમે આ કામ કરી શકશો?"

"તમને કામ સાથેજ મતલબ છે ને? અમે કાગળો ગમે તે રીતે લઇ આવીએ તે સાથે તમને કંઇ સંબંધ છે?"

"નહિ. મારે ત્યાંથી ચોરી થઇ છે. હવે તમે તેની ચોરી કરી લાવો તો મને કંઇ વાંધો નથી."

"એ કાગળો કેવા છે?" ગેબોઝ વીડો સમજી કે કેરોટી પોલ રીગડનનું મકાન તોડી કાગળ ચોરવા માગે છે તેથી તેણે દસ્તાવેજો પીછાનવાની નીશાની માગી.

"નહિ. નહિ ડીજી! મકાન તોડવાથી એ કામ થવાનું નથી." કેરોટી બોલી: "ચોરી કરવા જતાં કદાચ બીજાજ કાગળો હાથમાં આવે ને કામના કાગળ રહી પણ જાય! મારા મગજમાં એક યુક્તિ સુઝી છે તેથી જરા વિલંબ થશે પણ દસ્તાવેજો જરૂર મળશે."

હવે લોર્ડ ફ્લોરેમલને આશા આવી.

"બે ચાર મહિનાની ઢીલ થાય તો કંઇ ભય નથી."

"તો જાઓ. તમારાં બન્ને કામો માટે અમે અમારી સઘળી શકિત ખરચી નાખીશું."

"શાબાશ! બ્યાના તરીકે શું આપું?"

"તમારી મરજી હોય તો સો ગીની આપી જાઓ."

"સો નહિ. હું હજાર ગીની પહેલાથી આપી જાઉં છું. તમે મારી સાથે ખુલ્લા દીલથી વાત કરી છે તે પરથી મને લાગે છે કે તમે મારૂં કામ પાર ઉતારશો." કહી ફ્લોરેમલે સો સો ગીનીની દશ નોટ ગણી આપી. કેરોટી અને ગેબોઝ વીડોના હર્ષનો પાર રહ્યો નહિ. બન્ને આંખો ફાડી ફાડીને નોટો જોવા લાગી.

"તમારો આભાર મારા લોર્ડ! અમે ગમે તે ભોગે તમારૂં કામ પાર ઉતારશું."

ફ્લોરેમલે તે પછી બન્નેની રજા લીધી.

# પ્રકરણ ૧૪૫ મું.

## રાવની જાસુસી.

લોર્ડ ફ્લોરેમલ રાતે અગીઆર વાગે ઘેર ગયો કે તરતજ રાવ તેની પાસે જઇ તેને એક પત્ર આપી બોલ્યોઃ "મારા લોર્ડ ! આ પત્ર લાવનાર આ પત્ર અત્યંત જરૂરી હોવાનું કહી ગયો છે."

"પત્ર કોણ આપી ગયું ?" સગડી પાસે ખુરસી પર બેસી બેદરકારીથી ફ્લોરેમલે પુછ્યુ.

"એક લાંબો સરખો સીપાઇ ! તે કોનો નોકર હતો તેની મને ખબર નથી" રાવે અત્યંત નમ્રતાથી જવાબ આપ્યો.

"લાંબો સીપાઇ" ફ્લોરેમલ બબડયો. તેણે પરબીડીયા પર નજર ફેંકી અને તેની ખાત્રી થઇ કે આ અક્ષર બુરખા નાચ વખતે જે ચીઠી મળી હતી તેના જેવાજ છે. પરબીડીયા પરના અક્ષર ઓળખતાંજ ફ્લોરેમલે તેને સગડીમાં ફેંકી દેવાનો વિચાર કર્યો પણ બીજી પળે તે અચકયો. પોલીને વિના કારણે તજી દીધો હતો તેથી તેનું ચિત્ત અતિ વ્યગ્ર થઇ ગયું હતું તેના જેવા વીલાસી સ્વભાવના અમીરથી સ્ત્રીનો વિરહ સહન થતો ન્હતો. થોડા સમય દીલનુ દર્દ ભુલાવવા માટે પેલી માયાવીની મળતી હોય તો તેની સાથે દીલ બહેલાવવામાં શી હરકત છે. એવો તેને ખ્યાલ આવ્યો અને તે પરબીડીયું ખોલી પત્ર વાંચવા લાગ્યોઃ

હું આપને એકવાર મને મળી જવાની વિનંતી કરૂં છું થોડા દિવસ પર મારા આમંત્રણનો અસ્વીકાર કરીને તમે મારૂં અપમાન કર્યું હતુ તે હું ભુલી નથી. પણ લાચારીથી એક અતી અગત્યના કારણસર તમને મળવાની જરૂર પડી છે. હું ફક્ત પાંચ મીનીટ તમારી સાથે વાત કરવા માંગુ છું. આ ચીઠી લાવનાર તમે જ્યારે ઘેર આવશો ત્યારે તમને મળશે અને તે કહે તે પ્રમાણે તમે તેની સાથે આવવાની કૃપા કરશો એવી હું નમ્ર વિનંતી કરૂ છું"

"રાવ હું કયારે ઘેર આવવાનો છું તે તને સીપાઇએ પુછયું હતું ?" પત્ર વાંચી રહ્યા પછી ફ્લોરેમલે પુછ્યું.

"જી હા, મેં તેને કહ્યું હતુ કે હમણાં આવવા જોઇએ."

"પછી તેણે શું કહ્યું ?"

"કહ્યું કે તે મધરાતે પત્રનો જવાબ લેવા પાછો આવીશ."

"તેનો દેખાવ કેવો હતો ?"

"નામદાર ! તેનું મ્હોં મેં બરાબર જોયું ન્હોતું કેમકે તેણે જાણી જોઇને મ્હોં ફેરવી રાખ્યું હતું."

"તેણે જાણી જોઇને મ્હો ફેરવી રાખ્યું હતું તે તેં કેમ જાણ્યું ?" ફ્લોરેમલે અજબ થઇ સવાલ કર્યો.

"નામદાર ! મને એવો ભાસ થયો હતો." રાવે નિર્દોષ ભાવે જવાબ આપ્યો.

"ઠીક છે જા. તે આવે તો તેને કહેજે કે હું તેની સાથે જવાને તૈયાર છું તે આવે કે મને ખબર આપજે."

"જેવી આજ્ઞા" કહી રાવ બહાર ગયો.

હવે ફ્લોરેમલના દીલમાં અવનવા તરંગો તોફાન મચાવવા લાગ્યા.

"એને એકવાર મળવામાં શી હરકત છે ? પાંચ મીનીટ વાત કરવાથી હું પોલીનને બેવફા થઇ જવાનો હતો. ? તેના નાજનખરાંથી હું લોભાઇ જઉં એવો મુર્ખ નથી. એ બીચારી મને ખાસ કામસર મળવા માંગે છે તો એને ન મળવું તે કાયરતા છે. પોલીનને હું મારા ખરા હૃદયથી ચાહું છું. પણ આજે આ બીચારીને તો મળવુંજ જોઇએ.

"નામદાર ! પેલો સીપાઇ આવ્યો." ફ્લોરેમલ ઉપલા વીચાર કરતો હતો તેવામાં રાવે આવી ખબર આપી. ફ્લોરેમલ તરત ડગલો અને હેટ પહેરી રાવની સાથે દરવાજા પર ગયો. ત્યાં જઇ તેણે જોયુ તો એક લાંબો હજુરીઓ થોડે દુર અંધારામાં ઉભો હતો. ફ્લોરેમલ તેની પાસે જઇ બોલ્યો: "ચાલ કયાં જવું છે ?"

પેલો નોકર ઉતાવળે પગે હાઇડ પાર્ક તરફ ચાલવા લાગ્યો. ફ્લોરેમલ તેની પાછળ ચાલતો હતો. બંન્ને થોડે દુર ગયા પછી કોઇની નજર ન પડે તે રીતે રાવ પણ તેમની પાછળ પડયો.

થોડીવારમાં નોકર હાઇડ પાર્કનો ફાટક વટાવી બગીચામાં દાખલ થયો. ફ્લોરેમલ તેની સાથેજ હતો. થોડુંક વધુ અંતર કાપ્યા પછી એક કાળી ગાડી ઉભેલી જણાઇ. તેને બે કાળા ઘોડા જોડેલા હતા. કોચમેનનું મ્હોં બીલકુલ જણાતું ન્હોતું

" નામદાર ! અંદર જાઓ, " ગાડી પાસે જતાંજ પેલા હજુરીઆએ ફ્લોરેમલને કહ્યું. નોકરનો અવાજ તેને હુકમ જેવો લાગ્યો પણ તે ગાડીમાં દાખલ થયો કે તરત બે કોમળ હાથોએ તેને પકડી લીધો અને તેના ઓઠપર એક રમણીએ પોતાના ઓઠ દાબી દીધા. ગાડીનું દ્વાર તરતજ બંધ થઇ ગયું. અંદર ગાઢ અંધારૂં હતુ. ફ્લોરેમલ પેલી રમણીના ગાઢ આલીંગનમાં મસ્ત થઇ ગયો. તેને પોલીનનું સ્મરણ શુધ્ધાં ન રહ્યું. નોકર કોચબોક્ષ પર જઇ બેઠો તેજ વખતે રાવ બીલાડીની પેઠે ગાડીની પાછળ ધીમેથી બેસી ગયો હતો. અંધારી રાતને લીધે તેને કોઈએ જોયો ન્હોતો. રાવ ગાડીની પછાડી બેઠો ને તરતજ ગાડી પુરવેગેથી ચાલી.

" ગેબ્રીલ ! શું મારા પર નારાજ થયા છો ? " પેલી રમણીએ પ્રેમનો ઉભરો ખાલી કરી પુછ્યું.

" તારાપર નારાજ ? વ્હાલી ! તારા જેવી મદમાતી રમણીપર કોણ નારાજ થાય ? " ફ્લોરેમલે કહ્યું.

" મેં ખાસ કામનું ન્હાનું કાઢી તમને બોલાવ્યા તેથી તમે નારાજ તો નથી થયાને ? "

" શું તને કંઇ ખાસ કામ નથી ? "

" નહી વ્હાલા ! ફક્ત તમારા પરના પ્રેમને લીધેજ મેં પકડી મંગાવ્યા— "

" આહ ! તું જબરી જાદુગરી છે. " કહી ફ્લોરેમલ તેના આખા શરીર પર હાથ ફેરવવા લાગ્યો ! " તારૂં શરીર કેવું સુડોળ છે? બાલ કેવા રેશમ જેવા મુલાયમ છે. ? તારી ખુબસુરતી ગજબનાક છે વ્હાલી ? "

"તમે ક્યાં કમી ખુબસુરત છો વ્હાલા ?" વ્હાલથી ફ્લોરેમલનું ચીબુક પકડી પેલી સ્ત્રી બોલી. "હું તમને પ્રાણથી પણ અધિક ચાહું છું" પુનઃ તેણે ફ્લોરેમલને છાતીએ લગાવી તેને ચુંબન લેવા માંડયા.

"વ્હાલા ગેબ્રીલ! સાચું કેહેજો. તમે બુરખાનાચમાં કેમ ન્હોતા આવ્યા ?" થોડી પળ પછી ફ્લોરેમલના ગળામાં હાથ નાખી તે માયાવિનીએ કોમળ સ્વરે પુછ્યું.

"ઓહ! વ્હાલી!" ફ્લોરેમલ ચોંકયોઃ "એ દીવસની વાત ન કર. મને માફ કર."

"નહિ વ્હાલા! એ વાત તો કહેવીજ પડશે." ફ્લોરેમલને ચુમી લઇ તે બોલીઃ "હું તમારા પરથી જાન કુરબાન કરી નાખું છું અને તમે આવી બેદરકારી બતાવો એ શું વ્હાલા! હું તમને ખરા જીગરથી ચાહું છું તેથીજ આજે તમને પાછી મળી છું. બોલો વ્હાલા! તમે તે દહાડે કેમ ન આવ્યા ?"

ફ્લોરેમલને પોલીનનો વિચાર આવતાં તેનું હૃદય ડંખવા લાગ્યું પણ હવે તે પેલી માયાવિની પર મુગ્ધ થઇ ગયો હતો.

"ખરી વાત કહું ?" ફ્લોરેમલ બોલ્યો.

"જો, વાત એમ છે કે પોલીન નામની એક સદાચારી કન્યા સાથે હું લગ્ન કરવાનો હતો. તારો ડોમીનો મળ્યો ત્યારે હું તેને વફાદાર રહેવાને બંધાયલો હતો તેથી હું આવ્યો ન્હોતો !"

"હવે તેના પર તમારૂં દીલ નથી. ?"

"નહિ. તે મારા પર વગર કારણે નારાજ થઇ છે. તેણે મને એક પત્ર લખી કહયું છે કે મને ભુલી જાઓ. આજે રાતે હું એને માટેજ ઘણો બેચેન થતો હતો તેવામાં તારી ચીઠી આવીને લાચારીથી હું ધસડાઇ આવ્યો."

"તો તમને શું નુકશાન થયું ?"

"નહિ. વ્હાલી ! મને નુકશાન નથી થયું. હું તું મળવાથી ઘણોજ હર્ષિત થયો છું." કામી અમીર વિચાર શુન્ય થઇ બોલ્યો.

"વ્હાલા ! તમારી વાત કેટલી મીઠી લાગે છે ! પ્રેમથી ગદગદ થતાં તે બોલી: "વ્હાલા ! હવે એક બીજી વાત પુછું. તમે આપણા ગુપ્ત પ્રેમની વાત કોઇને કહી હતી ?" ફ્લોરેમલ કમ્પ્યો: "કેમ વ્હાલા ! કમ્પો છો કેમ ? મને લાગે છે કે તમે કોઇને એ વાત કહી દીધી છે."

"હા. વ્હાલી ! ફકત એકવાર એ વાત માર મ્હોઢેથી નીકળી હતી." ફ્લોરેમલ ખસીઆણો પડી બોલ્યો.

"કોને વાત કરી હતી ?"

"મારા દીલોજાન મીત્ર લોર્ડ મોન્ટ ગમરીને ! તું તેને ઓળખે છે ?

"ઓળખતી નથી પણ મેં તેને એકવાર જોયો છે. હશે. મારા ડોમીનોને તમે ક્યાં નાખ્યો હતો ?"

"જો વ્હાલી ! મારૂં મન તને મળવા માટે સબુકુન થઇ જાય તે માટે એ ડોમીનો બાળી નાખવાનો મેં મારા નોકરને હુકમ કર્યો હતો. અને તેણે તે જરૂર બાળી મેલ્યો હશે."

"તમારી ખાત્રી છે કે તમારા નોકરે ડોમીનો બાળી નાખ્યો હતો ?"

"મને મારા નોકર પર વિશ્વાસ છે. પણ આ વાત તું શામાટે લંબાવ્યા કરે છે ?"

"અમસ્તીજ વ્હાલા !"

આ સમયે ગાડી ઉભી રહી. પેલી રમણીએ ફ્લોરેમલની આંખ પર પાટો બાંધી દીધો. ફ્લોરેમલ તદન પરાધીન થઇ ગયો હતો. તેના અંગ પ્રત્યંગમાં મદનની જવાલા સળગી રહી હતી.

"વ્હાલી ! મને કેલી મહીરમાં લઇ જશોને ?"

"હા તમારી મરજી હોય તો."

"વ્હાલી ! હું ફક્ત તારોજ છું—" ફ્લોરેમલે તેને ચુંબન લઇ કહ્યું.

રમણીએ પોતાના વદન પર બુરખો ઢાંકી દીધો કે તરત ગાડીનું બારણું ખુલ્યું. પેલી સુંદરીએ અત્યંત વ્હાલથી ફ્લોરેમલને નીચે ઉતાર્યો. તરત ગાડીનું દ્વાર બંધ કરી નોકર કોચ બોક્ષ પર બેઠોને તેજ પળે ગાડીની પાછળ છુપાએલો રાવ બગીચાની દિવાલ પાસે છુપાઇ ગયો. તે પછી ગાડી ચાલી ગઇ. પેલી રમણી બગીચાના દરવાજામાંથી ફ્લોરેમલને લઇ અંદર ગઇ. બાગનો દરવાજો બંધ થવાથી રાવ અંદર જઇ શક્યો નહિ. પણ તે પુરો સાહસિક હતો. તે દિવાલ પર ચઢી ગયો. અને બડી સીફતથી એક ઝાડ પરથી બગીચામાં ઉતરી આશક માશુકની પાછળ પડ્યો.

પેલી રમણી બગીચાની મધ્યમાં આવેલા બંગલાના બારણા આગળ જઇ ઉભી રહી. રાવ છેક નજીક આવી પુગ્યો હતો. બારણાનું તાળું ખોલી બોલી: "ગેબ્રીલ ! લો, મારો હાથ પકડી સાથે આવો"

પેલી રમણી ફ્લોરેમલનો હાથ પકડવા ગઇ એટલામાં રાવ અત્યંત ચાલાકીથી ઉઘાડા બારણામાં ઘુસી ગયો. તે ગયા પછી પેલી રમણી ફ્લોરેમલને લઇ દ્વાર બંધ કરી દાદર પર ચઢવા લાગી. રાવ તેમની પાછળજ હતો. ઉપર જઇ રમણીએ શયનગૃહના બારણાં ખોલ્યાં. આ સમય ભારી આફતનો હતો. પણ ચાલક રાવે અંધકારનો પુરો લાભ લીધો તે બીલાડીની પેઠે ઓરડામાં ભરાઇ ગયો અને એક જગ્યાએ છુપાઇને આ પ્રેમીઓના રંગરાગ જોવા લાગ્યો.

# પ્રકરણ ૧૪૬ મું.

## કબ્રસ્તાનમાં.

જે સમયે લોર્ડ ફ્લોરેમલને લઇ પેલી બેદી સ્ત્રી રંગરાગ કરવા જતી હતી તેજ સમયે એક શખ્સ અત્યંત સાવધાનીથી એક નાની ગલીમાંથી લંડનનાં પરામાંનાં એક ચર્ચ તરફ છુપાઇને જતો હતો.

તેનાં કપડાં માછી જેવાં હતાં તેનાં મ્હો પર તેણે એવી રીતે ટોપી પહેરી હતી કે જેથી તેનો ચહેરો આખો દેખાતો ન્હોતો, તેનો ચ્હેરો મુરદા જેવો ફીકકો અને ભુત જેવો ભયાનક હતો. આંખો અંગરા જેવી લાલ હતી. પાગલની પેઠે તેની આંખો ફાટી ગઇ હતી, તેના ઓઠ ચાવી ચાવીને તેણે લોહી કાઢયું હતું. ટુંકામાં તેનું મ્હો જોતાં એમજ લાગતું હતું કે અસહ્ય યાતના સહન કરીને તે નર પિસાચ બની ગયો હતો, જેમ જેમ તે દેવળની નજીક જતો ગયો તેમ તેમ તેના ચ્હેરાની ભયાનકતા વધવા લાગી. એનું શરીર પસીનાથી રેબઝેબ થઇ ગયું. તે કંઇ ભંયકર કાર્ય કરવા જતો હતો પણ તેનું જીગર તેને ના પાડતું હતું. જાણે તેના હૃદયમાં ભયંકર દ્વંદ્વયુધ્ધ ચાલી રહ્યું હોયની એવો તેના ચહેરા પરથી ભાસ થતો હતો. તેણે કપડાની નીચે એક કોદાળી છુપાવી હતી. એકવાર તેણે કોદાળી ફેંકી દીધી પણ તરતજ તેના દીલ પર શયતાન સ્વાર થયો અને તે કોદાળી લઇ આગળ વધ્યો.

ચંદ્રની ઝાંખી રોશની પૃથ્વી પર પડતી હતી પેલો પુરૂષ ચર્ચના દરવાજા પાસે આવ્યો અને ત્યાં શોકગ્રસ્ત થઇ થોડીવાર ઉભો રહયો. તે નિશ્વાસા નાખવા લાગ્યો. અને અંતે ધીમે ધીમે રડવા લાગ્યો. ચંદ્રના ઝાંખા પ્રકાશમાં દેવળનું કબ્રસ્તાન ભયંકર લાગતું હતું કબરોવાળી જગ્યાએ હજુ અંધકાર છવાયેલો હતો ચારે બાજુ સુનકાર હતી. હવા ઠંડી હતી. આવી કડકડતી ઠંડીમાં પેલો પુરૂષ ફાટકની રેલીંગ પકડી દિવાલ પર ચઢી ગયો અને તે પરથી ધમ દઇને નીચે કુદી પડયો, તરતજ તે એક પછી બીજી કબર કુદવા લાગ્યો,

એક પછી એક કબર વટાવી જતાં જો તે ઝાડની ડાળી ખખડવાનો યા કુતરા ભસવાનો અવાજ સાંભળતો તો તરત કબર પાસે છુપાઇ જતો અને અવાજ બંધ થયાં પછી પાછો કબરો શોધવા મંડતો. અંતે એક કબર પાસે ઉભો રહ્યો. બીજી કબરો કરતાં આ કબર નવી હતી. તેની બન્ને બાજુ માટીના ઢગ હતા. તે જોતાંજ જણાઇ આવતું હતું કે કોઇ લાચાર દરિદ્રીની લાશને સરકારી ખર્ચે બેદરકારીથી દાટવામાં આવી છે.

પેલો પાગલ કોદાળી લઇ કામે વળગ્યો. થોડીજ વારમાં તેણે ઉપરની માટી ખોદી નાંખી અને તેની કોદાળી કોફીન સાથે અથડાઇ. તેણે હવે કોદાળી ફેંકી દીધી. કોફીન પરની માટી હાથથી સાફ કરી અને પોતાનું સઘળું જોર એકઠું કરી તેણે કોફીન બહાર ખેંચી કાઢી.

આ સમયે ચંદ્રનો પ્રકાશ વધી ગયો હતો. ચારે તરફ નિરવતા છવાઇ હતી. કુતરા ભસવાનો અવાજ પણ આવતો ન્હોતો. પેલા પાગલે કોફીન ઉઘાડી લાશ પરનું વસ્ત્ર ચીરી નાખ્યું અને લાશ પર નજર પડતાંજ એક ભયંકર ચીસ પાડી માટીના ઢગપર ઢળી પડયો પુનઃ તે લાશ પાસે ગયો અને ઘુંટણીએ પડી લક્ષપુર્વક લાશનું મ્હોં જોઇ રહયો. ભયંકર સંદેહથી તેનું મન અશાંત થઇ ગયું. પ્રથમ તો તેને લાગ્યું કે આ ભ્રમ છે, પણ નહિ, એ ભ્રમ ન્હોતો. એ લાશ તેની સ્ત્રીનીજ હતી, તે ચીસ પાડી જમીન પર પડયો અને અચાનક વજ્રાઘાત થવાથી બેભાન થઇ ગયો.

એક કલાક પછી તે ભાનમાં આવ્યો. ભાનમાં આવતાંજ તે ચોંકયો અને ભય અને અજાયબીથી ચારે તરફ જોવા લાગ્યો, એ ભયંકર કબ્રસ્તાનમાં તેના સિવાય બીજું કોઇ ન્હોતુ. ચંદ્રની રોશની ચારે તરફ છવાઇ ગઇ હતી. ધીમે ધીમે તેને સઘળી વાત યાદ આવી. તેનું કલેજું ફાટી ગયું. આંખો ચોધાર આંસુ રડવા લાગી "ઓ મારી વ્હાલી" કહી તે છાતી માથુ કુટવા લાગ્યો. વાંચનાર, તે લાશ તેનુ પ્યારી સ્ત્રીની હતી. અ આને અભાગી પાગલ મેહમથ હતો.

થોડીવાર રોયા પછી તે લાશ પાસે ગયો અને અત્યંત પ્રેમથી લાશનુ મ્હોંવા ચુંમ લાગ્યો.

“વ્હાલી ! તું ભુખથી તફડી તફડીને મરી ગઇ. હા. આ વિશાળ લંડન શહેરમાં તને રોટીનો ટુકડો પણ ન મળ્યો અફસોસ ! તારૂં આ હાડપિંજર જોઇ મને શ્રીમંતો પર ધિક્કાર છુટે છે.” તે બબડયો. થોડીવાર ચુપ રહ્યો. તરત તેની આંખો ભયંકર બની ગઇ: “તને ભુખે મારી નાખવામાં આવી છે.” તે કઠોર આવજે બબડવા લાગ્યો.

“ આ દેશની નિર્દય સમાજે તારી આ દશા કરી છે. હું કસમ ખાઇને કહું છું કે આ નિર્દયતાનો ભયંકર બદલો લઇશ. સમાજના જુલ્મથી—રાજાના ત્રાસથી હજારો ગરીબો તારીજ પેઠે ભુખે તરફડીને મરી જાય છે, ઠીક છે. આ દેશની નિર્દય સરકારને હું જોઇ લઇશ તેણે મારા ઘરબારનું સત્યાનાશ વાળ્યું—મને દેશપાર કર્યો—મારી પાયમલી કરી નાખી—હું એ માટે વેર લઇશ—ભયંકર વેર લઇશ. લોકો મારૂં નામ સાંભળતાંજ થરથરી જશે. ઇશ્વરે મને મનુષ્ય બનાવ્યો હતો પણ સમાજે મને નર રાક્ષસ બનાવી દીધો. ઠીક છે. હવે હું શયતાન બનીશ...હાય મારા બાળકો ક્યાં હશે ? ...સબુર જીવ ! હવે મારા પ્યારા બચ્ચાંને શોધતાં વાર લાગવાની નથી કાંતો તેઓ ખાણમાં કોલસા ખોદતા હશે યા રસ્તે રસ્તે ભીખ માગતા હશે. કદાચ તેઓ પણ શ્રીમંતોની દેવડી પર ભીખ માગતાં માગતાં ભુખે મરી ગયા હશે. આહ ! આવો જુલ્મ ? હું એનું વેર લઇશ—વેર લઇશ.” આટલું બબડી તે બદનસીબ રોતો કકળતો પોતાની સ્ત્રીની લાશને ચુમવા લાગ્યો. તે પછી તેણે લાશને કોફીનમાં નાખી. કોફીન બંધ કરી કબરમાં મુકી અને અરધા કલાકમાં જેવી હતી તેવી કબર બનાવી દીધી, તેણે છેલ્લી પ્રાર્થના કરી અને તે પછી તે પાગલની પેઠે એક પછી એક કબર વટાવી દિવાલ કુદી કબ્રસ્તાનમાંથી બહાર નીકળી ગયો.

# પ્રકરણ ૧૪૭ મું.

## જાદુગરી જાળ.

વાંચનાર, ચાલો આપણે ફરીથી પેલી માયાવીની રમણીના રંગભવનમાં જઇએ.

એ અલબેલી પોતાના યાર ફલોરેમલ સાથે યૌવનનો લ્હાવો લેવાને આતુર હતી તેટલીજ તેને પોતાની આબરૂની દરકાર હતી. પોતાની વસના તૃપ્ત કરવા છતાં પ્રજામાં તે સતી સાધ્વી ગણાય તે માટેજ તે આટલી સાવધાનીથી ફલોરેમલને પોતાના શયનગૃહમાં લઇ આવી હતી. પણ આજે તેની બધી ચાલાકી ધુળમાં મળી ગઇ. કેમકે ફલોરેમલનો નોકર રાવ બડી ચાલાકીથી ઓરડામાં ઘુસી ગયો હતો. અને એ વાતનો એમાંથી એકને જરાપણ સંશય ન્હોતો.

ઓરડાની વચમાં એક ટેબલની સામેના સોફાપર એ પ્રેમોન્માદીની પોતાના આશકને વળગીને બેઠી હતી. ઓરડામાં ઘોર અંધારૂ હતું. ફલોરેમલ નજરે કંઇ જોતો ન્હોતો પણ પેલી રમણી મદમાતી થઇને જેમ જેમ તેને વળગતી હતી તેમ તેમ ફલોરેમલની કલ્પનાશક્તિ તિવ્ર થતી જતી હતી. તે કલ્પનાથીજ પેલી માયાવી રમણીને જોવા લાગ્યો. તેના વસ્ત્રો અસ્ત વ્યસ્ત થઇ ગયા હતા. તેના લાંબા રેશમ જેવા સુલાયમ બાલની લટો તેની પીઠ પર લટકતી હતી. તેની આવેશભરી આંખો અરધી મીચાયેલી હતી. ગુલાબી ગાલ અને અમીભર્યાં ઓઠપર વાસનાની લાલી આવી હતી. અને મદનજ્વરની પીડાથી રમણીના કુચ યુગલ ઉંચા નીચા થતા હતા. અંધકારને લીધે પેલી રમણી પોતાના યારને નયન બાણથી વીંધી શકતી ન્હોતી. પણ એ અલબેલીને ખોળાપર બેસાડી તેની સાથે વિધવિધ ચેષ્ટા કરતાં ફલોરેમલ ઉન્મત થઇ ગયો. એ મદીલી સ્ત્રીના શરીરમાંથી નીકળતી સુમધુર સુગંધથી તેનું મન મસ્ત થઇ ગયું. એ જોબનના જાદુની અસર અજબ હતી. જેમ શરાબીના મનની હજારો ચિન્તા ફક્ત એક નાનીશી પ્યાલીમાં ડુબી જાય છે તેમ આ જોબનવંતી, મદમાતી પ્રેમોન્માદીની રમણીનો અધરરસ પીતાં ફલોરેમલ પોલીનની પવિત્ર મુર્તિને ભુલી ગયો.

રાવ એક જગ્યાએ છુપાઇને બેઠો હતો. અંધકારને લીધે તે કંઇ જોઇ શકતો ન્હોતો પણ તે અત્યંત સાવધ હતો. ઓરડામાં બીલકુલ અવાજ થતો ન્હોતો. ચુંબનના મધુર અવાજ સિવાય એ રંગીલા શયનગૃહની શાંતી તુટતી ન્હોતી.

"વ્હાલા ગેબ્રીલ!" પેલી રમણીએ મૌન તોડયુંઃ "હું તમને કેવા પ્રબલ પ્રેમથી ચાહું છું તે હવે તમે સમજી ગયા હસો. બોલો, તમને મારો પ્રેમ સાચો લાગે છે?"

"વ્હાલી! તારા પ્રેમમાં કંઇજ કચાસ નથી. આવો પ્રેમ દેવતાઓને પણ મળવો દુર્લભ છે." કામી ઉમરાવે જવાબ વાળ્યો.

"વ્હાલા! મારા પ્રેમની સીમાજ નથી. મારો પ્રેમ સાબીત કરવા માટે હું મારો પ્રાણ પાથરવા તૈયાર છું."

"વ્હાલી! તારા જેવી સુંદરી મેળવવા માટે હું મારી જાતને ભાગ્યશાળી માનું છું. હવે એકવાર તારૂં મધુર નામ સાંભળી તારા ચંદ્રવદનના દર્શન કરવા ચાહું છું."

"હમણાં નહિ, વ્હાલા! જરા ધીરજ ધરો. ઇશ્વરની ઇચ્છા હશે તો એ દિન બહુ જલદી આવશે." પેલી રમણી ફ્લોરેમલને ખોટું ન લાગે તે માટે તેને પોતાના બાહુપાશમાં જકડીને બોલી.

"વ્હાલી! તારૂં નામ જાણવાની મને ઇચ્છા નથીઃ પણ ફક્ત એકવાર તારૂં મોહક મુખડું મને બતાવી દે. તારા અપૂર્વ લાવણ્યના દર્શન કરી મને ધન્ય બનાવ."

"ગેબ્રીલ! અધીરા ના થાઓ. વ્હાલા! સમય આવ્યે તમે મારૂં મ્હો જોઇ શકશો એટલુંજ નહિ પણ મને તમારી દાસી બનાવી શકશો. વખત આવ્યે હું તમારાથી કંઇ પણ વાત છુપાવીશ નહિ. પણ વ્હાલા! એવો સમય આવે ત્યાં સુધી તમારા પ્રેમને યોગ્ય ઠરવા માટે હું શું કરૂં? ગેબ્રીલ! મારી પાસે પુષ્કળ દોલત છે. બોલો, વ્હાલા! તમારા એક બોલ પર હું તમે માગો તેટલી લક્ષ્મી ન્યોછાવરા કરવાને તૈયાર છું." જાદુગરી ફ્લોરેમલને વશ કરવા લાગી.

"વ્હાલી ! તું પ્રેમ વિદ્યામાં પારંગત છે તેમ તારૂં હૃદય પણ ઉદાર છે. વ્હાલી ! તારી ઉદારતા માટે હું તને ધન્યવાદ આપું છું. પણ તું જાણે છે કે ઇશ્વર કૃપાથી મને ધન સંપત્તિની જરૂર નથી. મારી પાસે પુષ્કળ પૈસા છે એટલે તારી ઉદારતા હું સ્વીકારી શકતો નથી:"

"ગેબ્રીલ !" રમણી ગદગદ કંઠે બોલી:

"વ્હાલા ! હમણાં તમને કોઇ જાતની કમી નથી તે હું જાણું છું પણ ભવિષ્ય માટે તમને કંઇ શંકા નથી ? તમારી એસ્ટેટ અને ખિતાબનો કોઇ દાવાદાર નીકળ્યો છે એ વાત ખરી છે ?"

આવાત સાંભળતાંજ ફલોરેમલનું આખુ શરીર કમ્પી ઉઠયું. આ ભેદી સ્ત્રીને આ વાતની શી રીતે ખબર પડી હશે એ ખ્યાલથી તે ચિંતામાં પડયો.

"વ્હાલી ! તને એ વાતની શીરીતે ખબર પડી ?" થોડી વાર પછી તેણે પુછયું.

"ગેબ્રીલ ! એ સવાલ જવા દો. હું કોણ છું તેની તમને ખબર પડી જાય તો પણ આ વાતની મને શી રીતે ખબર પડી તે હું તમને કહેવાની નથી. હું તમને જીવ જાનથી ચાહું છું તેથીજ મેં એ વાત છેડી છે. જેથી તમને નુકસાન થાય તે મારૂંજ નુકસાન છે તેટલા માટે હું કહુ છું કે આનુ વિષયમાં હું તમને કંઇક ઉપયોગી થઇ શકીશ."

"શાબાશ ! વ્હાલી ! શાબાશ !" ઉન્મત્તતાથી તે સુંદરીના ગાલ અને ઓઠ પર ચુંબનોનો વરસાદ વરસાવતો ફલોરેમલ બોલ્યો: "તું માનવ કન્યા નથી પણ દેવકન્યા છે. શું સ્વર્ગમાંથી તું મને સ્નેહનું દાન દેવા અહિં આવી છે ? હું તને ઓળખતો નથી —તારૂં નામ જાણુતો નથી—મેં તારૂં મ્હો જોયું નથી; છતાં મારૂં મન તારી પર મુગ્ધ થઇ ગયું છે, વ્હાલી ! તું ખરે કોઇ જાદુગરી છે. વ્હાલી ! હું તારો ગુલામ થવાને તૈયાર છું. હવે તારાથી હું વધુવાર દુર રહી શકીશ નહિ. તારો વિયોગ મને મારી નાખશે. વ્હાલી ! આપણે શા માટે વિયોગનું દુઃખ સહન કરવું જોઇએ ? જેમ ,હું મારા ઘરનો

માલીક છું તેમ તું પણ તારા ઘરની માલીક છે. આપણા પર કોઇની સતા નથી. તો પછી શામાટે આપણે જુદાં પડીએ ?" ફ્લોરેમલનો સ્વભાવજ આવેશમય હતો. તે પેલી ભેદી રમણીના શયનગૃહમાં તેને ગોદમાં લઇ બેઠો હતો. પોલિનના વર્તનથી તે દુઃખી થયો હતો. આ બધા સન્જોગોને લીધે તે તત્યંત ઉન્મત્ત થઇ ગયો હતો.

"જેમ્રીલા ! તમે કહેવા શું માગો છો ? તમે તમારી જાતના માલીક નથી; છતાં માની લો કે તમે સ્વતંત્ર છો અને હું પણ સ્વતંત્ર છું. પણ એ સ્વતંત્રતાનો શો લાભ લેવો છે ?"

તેનો હું જવાબ આપું છું પણ પહેલા એ કહે કે હું મારી જાતનો માલીક કેમ નથી."

"એટલા માટે કે તમે પોલીન પર મરો છો એ વાત તમે પોતે કબુલ કરી છે." જાણે શોકપર બળતી હોય તેવી રીતે તે સ્ત્રી બોલી.

ફ્લોરેમલ અત્યારે મદનજ્વરથી બળી જળી રહયો હતો. તે ભેદી રમણીના મોહપાશમાં એટલો બધો મુગ્ધ થઇ ગયો હતો કે તે તેના વાકયમાં રહેલો માર્મીક કટાક્ષ પણ સમજી ન શકયો.

"વ્હાલી ! હું જેની આરાધના કરી રહયો છું તે મને વીના કારણે તજી ગઇ છે એવા સંજોગોમાં તારા જેવી રૂપસુંદરી પર હું જાન પાથરવા તૈયાર થાઉં તેમાં કંઇ નવાઇ છે ?" તે પેલી સુંદરીના વાળ સાથે રમત કરતાં બોલ્યો.

"તમે પોલીનને છોડી મને ચાહી શકશો ?" ધડકતે હ્રદયે તે જાદુગરી બોલી.

"વ્હાલી ! હું ખરેખર તને ચાહું છું એકવાર તારૂ મોહક વદન જોવા દે, હું તારો ગુલામ થવાને તૈયાર છું."

"વ્હાલા ! મને માફ કરજો. હું અત્યારે મારૂં મ્હોં તમને બતાવી શકતી નથી પણ ખાત્રીથી માનજો કે તમે ધારો છો તેવીજ હું ખુબસુરત છું. તમે મારા વાળ સાથે રમત કરી રહ્યા છો તે પરથી તમને નથી લાગતુ કે મારા વાળ રેશમ જેવા મુલીયમ અને લાંબા

છે. જુઓ, મારા કપાળ પર હાથ મુકી જુઓ મારૂં કપાળ વિશાળ નથી ? મારા ગાલ મુલાયમ નથી ? મારા મ્હોંપર જુવાનીની રંગત છવાઇ છે તે તમને નથી જણાતું ? મારા દાંત કવિઓ કહે છે તેમ દાડમની કલીઓ જેવા છે. તમે મારા પ્રેમની લજ્જત તો ચાખી ચુકયા છો. પછી બાકી શું રહ્યું છે ?"

"બરાબર છે, વ્હાલી ! બરાબર છે તું દેવલોકની અપસરા છે. તારા મ્હોંમાંથી આવતો શ્વાસ મૃદુ મધુર વસંત લહરી જેવો છે." લોર્ડ ફ્લોરેમલ તદન પ્રેમાંધ થયો.

"ત્યારે હું તમે ધારો છો એવીજ રૂપવંતી છું એટલી તો ખાત્રી થઇને ?"

"હા વ્હાલી ! તું ગમે તે હો પણ તન મન ધનથી હું તારો છું અને તારોજ રહીશ." કહી તે કામી ઉમરાવ તેને પાગલની પેઠે ચુમવા લાગ્યો.

"વ્હાલા ગેબ્રીલ ! હમણાં તો તમે મારા છો; પણ મને ભય લાગે છે કે કાલે તમારૂં મન બદલાઇ જશે અને તમે મને આપેલા વચન માટે પસ્તાશો." ફ્લોરેમલને પોતાની જાળમાં પૂરેપૂરો ફસાયલો જોઇ તે માયાવિની બોલી.

"નહિ. નહિ. વ્હાલી ! હું કદિ પસ્તાવાનો નથી. હું તારોજ છું. હું કસમખાઇને કહું છું કે હું તારોજ છું."

"એટલે ?"

"એટલે એમ કે કાંતો મારી પત્ની તરીકે યા માશુક તરીકે તું હંમેશાં મારી થઇ રહે."

"પત્ની તરિકે યા માશુક તરિકે ?" તે બોલી અને જરા વિચારમાં પડીઃ "જુઓ ગેબ્રીલ ! તમારા કરતાં ઉમ્મરમાં હું જરા મોટી છું એટલે તમારી માશુક તરિકે રહેવામાંજ સાર છે; પણ જ્યારે હું મારા ખાનદાનનો વિચાર કરૂં છું ત્યારે મને તમારી પત્ની થવાની લાલસા થાય છે. બોલો, વ્હાલા ! તમે મારી સાથે લગ્ન કરવાની હિમ્મત કરી શકશો ?"

"જરૂર. જો તેથી તું રાજી થતી હોય તો હું તને લેડી ફ્લોરેમલ બનાવવાને તૈયાર છું."

"અને વ્હાલા ! તેના બદલામાં તમારી મીલકત અને ખિતાબ સામે હમણાં જે ભય ઝઝુમી રહ્યો છે તે હું દુર કરી નાખીશ. તમારી સામે જે કેસ મંડાનાર છે તેને મુળમાંથીજ હું દાબી નાખીશ." પેલી સ્ત્રી ઉત્સાહથી બોલી.

"આહ ! માયાવિની ! તું છે કોણ ?" ફ્લોરેમલ આ વાત સાંભળી મસ્ત થવા સાથેજ અજબ થઇ બોલ્યો.

"હું કોણ છું તે વાત પડતી મેલો." પુનઃ નખરાં કરતી તે બોલી: "તમે મારી સાથે લગ્ન કરવા તૈયાર થયા છો; છતાં તે પર વિચાર કરવાને હું તમને થોડીક મહેતલ આપું છું. હું તમારી સાથે કઇ સરતે લગ્ન કરવા માગું છું તે બરાબર સાંભળી લો. જો તમે મારી સાથે લગ્ન કરશો તો તમારી સામેનો કેસ હું નાબુદ કરી નાખીશ. તમે હમણાં મસ્ત થઇ ગયા છો તેથી ગમે તેવાં વચન આપશો; પણ તે પર અંધવિશ્વાસ રાખું એટલી હું નાદાન નથી. મારી સાથે લગ્ન કરવાથી તમને થનારા લાભાલાભનો પૂરો વિચાર કરી જુઓ. હું કેવી રીતે તમારી સામેના કેસનો નીકાલ કરી નાખીશ તે તમારે પૂછવું હોય તો તે પણ પૂછી લો."

"તું શી રીતે કેસ મંડાતો અટકાવસે ?"

"તમો મારા વકીલ મી. ક્રોસવેલને એટલુંજ કહી દેજો કે તમે એ કેસમાં ઘર બેઠા સમાધાની કરવા માગો છો."

"આ પરથી એમ લાગે છે કે તું મારા વકીલને સારી પેઠે ઓળખે છે."

"ગેબ્રીલ ! હું કસમથી કહું છું કે મેં તેનું મ્હો પણ કદિ જોયું નથી."

"તો પછી હું તેને જે વાત કહીશ તેની તને શી રીતે તે ખબર પડશે ?"

"હં હં! સમજ્યો! મારા વકીલને હું સમાધાનીની વાત કરીશ તેની મારા વિરોધીને ખબર પડશે અને મારા વિરોધી મારફતે તને ખબર પડશે એમજને? ત્યારે તને મારા દુશ્મન સાથે પીછાન છે?" ફ્લોરેમલ તર્ક કરવા લાગ્યો.

"નહિ. તે લોકો પણ મને ઓળખતા નથી. તમે મારી આયના સંબંધ પરથી એટલું તો સમજી શક્યા હશો કે હું ઘણી ભેદી સ્ત્રી છું. મારી મરજી સિવાય મારો ભેદ જાણવાની કોઇનામાં તાકાત નથી. મને તમે તમારા વકીલને જે વાત કહેશો તેની ગમે તે રીતે ખબર મળશે તે ખબર શી રીતે મેળવીશ તેની તમારે ફીકર કરવાની શી જરૂર છે? ખાત્રીથી માનજો કે તમારી મીલકત બચાવવાની મારામાં પુરી તાકાત છે અને તમે જો હઠીલા થઇને તમારા દુશ્મનને અદાલતમાં જવા દેશો તો તમે જરૂર હારી જશો તેની પણ ખાત્રી રાખજો. તમને મારી મદદનો સ્વીકાર કરતાં ક્ષોભ થાય છે; પણ મહિનો બે મહિના વિચાર કરતાં જો તમને એમ લાગે કે મારી મદદ વિના તમને ચાલવાનું નથી તો મારૂં વચન યાદ કરજો."

"ઠીક છે."

"તો હવે એ વાત છોડી આનંદ કરો." કહી તે માયાવિનીએ ફ્લોરેમલને બાહુપાશમાં જકડી લીધો.

સમય વીજળીક વેગે પસાર થઇ ગયો તેનું ફ્લોરેમલને ભાન પણ ન રહ્યું. બાજુના દેવળના ઘડીઆલમાં ચારના ટકોરા થયા. ચારના ટકોરા સાંભળતાંજ પેલી રમણી ગભરાઇને બેઠી થઇ. ફ્લોરેમલ ગાઢ નિદ્રામાં પડયા હતો તેને તેણે જગાડયો.

"શું? જુદા પડવાનો વખત થઇ ગયો?" આંખો ચોળતો ફ્લોરેમલ બોલ્યો.

"હા. વ્હાલા! કૃપા કરી વિલંબ ન કરો."

ફ્લોરેમલ તરત ઉભો થયો. અત્યારે પણ એ કેલી મંદિરમાં ગાઢ અંધકાર છવાયો હતો. પેલી રમણીએ ફ્લોરેમલની આંખ પર રેશમી રૂમાલ બાંધી લીધો અને તેની હેટ પોતાના હાથમાં લઇ તે તેને શય-

નગૃહમાંથી બહાર લઇ ગઇ. રાવ સાવધજ હતો. તે સહેલાઇથી ઓર-ડામાંથી બહાર નીકળી ગયો કારણ કે સર્વત્ર ઘોર અંધકારજ હતો.

દાદર ઉતરી નીચેના બારણાં ખોલી પેલી સુંદરી ફ્લોરેમલને બગીચામાં લઇ ગઇ, રાવ પણ બારણાંમાંથી સાવધતાથી બહાર નીકળી પડયો. બગીચામાં ગયા પછી પોતાના શેઠની પહેલાં ઘેર જવું જોઇએ એ વિચારથી તે છુપાઇને બગીચાના વૃક્ષોમાંથી દિવાલ પાસે જઇ પહોંચ્યો. આ બાજુ પેલી સ્રી પોતાના યાર સાથે મુખ્ય દરવાજા તરફ ગઇ. રાવ ચાલાકીથી દિવાલ પરથી રસ્તા પર કૂદી પડયો. બહાર જઇ તેણે એ ભેદી મકાન ધ્યાનથી જોઇ લીધું અને પછી થોડે દુર જઇ એક ભાડાની ગાડી કરી ફ્લોરેમલના મકાન પર જવાને ઉપડી ગયો.

આ બાજુ પેલી સ્રી ફ્લોરેમલને લઇ મુખ્ય દરવાજા પર આવી. ત્યાં જઇ તેણે ફ્લોરેમલને મદદ કરવાનું વચન આપ્યું અને તેની સાથે લગ્ન કરી પ્રેમનો અજબ લ્હાવો લેવાનું પ્રલોભન બતાવ્યું. ફ્લો-રેમલે પણ તેને ફરીથી મળવાનું વચન આપ્યું. તે પછી બન્ને એક બીજાને ચુંબન લેતાં બે પળ ઉભાં રહ્યાં. આટલામાં પાંચ દશ મીનીટ વહી ગઇ અને તેટલામાંજ રાવ વિદાય થઇ ગયો હતો.

બે ત્રણ પળમાં પેલી જાદુગરી સ્રીની ગાડી દરવાજા પાસે આવી ઉભી રહી. ફ્લોરેમલ ગાડીમાં બેસતાંજ ગાડી બંધ થઇ અને કોચ-મેને ઘોડા હાંકી મુક્યા. હવે ફ્લોરેમલે આંખ પરનો પાટો કાઢી નાખી ગાડીની બારી ઉઘાડવાની કોશીષ કરી; પણ બહુ જોર કરવા છતાં બારી ન ખુલી ત્યારે તે નિરાશ થઇ ચુપચુપ બેસી રહ્યો હવે તેને પોલીનનો વિચાર આવ્યો. એ વિચાર આવતાં તેના મનમાં ગ્લાનિ ઉત્પન્ન થઇ. વિચા-રમાં ને વિચારમાં તેને લાગ્યું કે તે કોઇ માયાવી જાળમાં ફસી પડયો છે. થોડીજવારમાં તેના મકાનની પાસે ગાડી ઉભી રહી. ગાડીનું બારણું ઉઘડયું અને તે નીચે ઉતર્યો કે તરત ગાડી ચાલી ગઇ ફ્લો-રેમલ અવાક થઇ ચાલી જતી ગાડીને જોઇ રહ્યો વિચિત્ર મનોદશામાં

તે પોતાના મહેલના દરવાજામાં દાખલ થયો. રાવ તેની સેવામ હાજરજ હતો. રાવને જોઇ તે તાજુબ થઇ બોલ્યો: "તું હજુ સુતો નથી ?"

"કદાચ આપને કંઇ કામ પડે એમ ધારી જાગતા રહ્યો. છું." રાવ અતિનમ્રતાથી બોલ્યો.

"તું ઘણોજ વફાદાર છે." કહી ફ્લોરેમલે વ્હાલથી રાવના માથાપર હાથ ફેરવ્યો. ફ્લોરેમલનો સ્પર્શ થતાંજ રાવનું આખું શરીર કમ્પી ઉઠયું. તેની નસેનસમાંથી વીજળીની ઝડપે લોહી વહેવા લાગ્યું.

"રાવ! શરદીને લીધે તારૂં શરીર ધ્રુજે છે. હજુ તું બાળક છે. જો! હવે મને આટલું મોડું થાય તો જાગતો ન રહેતો."

"નામદાર! આપની સેવા કરતાં મને આનંદ થાય છે." રાવ બોલ્યો.

"જા, હવે સુઇ જા." કહી ફ્લોરેમલ પોતાના શયનગૃહમાં ગયો. તેને તરત ઉંઘ આવી ગઇ પણ સ્વપ્નમાં તે પોલીન અને પેલી ભેદી સ્ત્રીને જોઇ કમ્પવા લાગ્યો.

# પ્રકરણ ૧૪૮ મું.

## ફરીઆદ ચાંચીઆ.

ફાંસીને લાકડે ચઢેલો ફીલીપ રામ્સે જીવતો રહયો તેને ગસ્ટેવ વેકફીલ્ડ નામના કેનેડીઅન તરીકે કાઉન્ટેસ ઓફ ડેસબરોને પોતાની માશુક બનાવી અને તે બદમાસ રામ્સે છે એવી અર્લને ખબર પડતાં પોતાની આબરૂ બચાવવા માટે અર્લે તેને લીવરપુરથી ન્યુયોર્ક જતુ જહાજ પકડવાનો હુકમ કરી પોતાના ઘરમાંથી હાંકી કાઢયો, એ વાતને આજે લગભગ એક મહિનો થઇ ગયો હતો. તે સહેલાઇથી અર્લનો હુકમ માને એવો નહતો પણ ઈંગ્લાંડમાં રહેવાથી જો તેની પોલ ખુલી જાય તો તેને માટે ફાંસીના લાકડા સિવાય બીજી કોઇ જગ્યા ન્હોતી તેટલા માટેજ તે "ફાયર ફ્લાઇ" નામના વહાણ પર ચડી બેઠો હતો. વહાણ લીવરપુલનું બંદર છોડી માર્ગે લાગ્યું ત્યાં સુધી તે ભયથી થરથરી રહયો હતો; પણ બંદર છોડી ગયા પછી તેને એલીનર જેવી માશુક છોડી જવા માટે શોક થયો. હશે. થયું તે થયું. અમેરીકા પહોંચ્યા પછી કોઇ મોટા માણસ ઉપર લાગવગ ચલાવી સરકાર પાસે માફી માંગી પાછો ઇંગ્લાંડ આવીશ. એમ મન વાળીને શાંત થયો. "ફાયર ફ્લાઇ" બહુ ઝડપી વહાણ હતું સારે નસીબે તે પર રામ્સેનો કોઇ ઓળખીતો ન્હોતો તેથીજ ગસ્ટેવ વેકફીલ્ડને નામેજ તે ઉતારૂઓમાં ભળી ગયો હતો, જોતજોતામાં જહાજ અમેરીકાની નજીક જઇ પુગ્યું હવે થોડોજ રસ્તો બાકી હતો એવામાં એવો બનાવ બન્યો કે જેથી રામ્સેની આખી બાજી પલટાઇ ગઇ.

સહવારનો સમય હતો. રામ્સે ડેક પર ઉભો રહી સૃષ્ટિ સૌંદર્ય જોઇ રહયો હતો. એવામાં દુરથી એક બીજુ વહાણ જોશથી ફાયર ફ્લાઇ તરફ દોડી આવતુ જણાયુ. કેપ્ટને દુરબીન માંડી એ વહાણ જોયું, પછી સેકંડ ગેટે દુરબીન માંડયું. બંન્ને અમલદારના મ્હોડા ઉપર ચિંતાની છાયા આવી.

"તમે આ વહાણને આ તરફ આવતું જોઇને ફીકરમંદ કેમ થયા છો ?" રામ્સેએ કેપ્ટનને પુછયું.

"મી. વેકફીલ્ડ! એ જહાજવાળા આપણી સાથે વાત કરવા માગે છે. કાંતો તેઓ પાસે સીધુ ખુટયું હશે અથવા તેઓ નાના વહાણો લુંટનારા ચાંચીઆઓ હશે." કેપ્ટને જવાબ આપ્યો.

"તમને શું લાગે છે?"

"મને તો એ બોકો ચાંચીઆ લાગે છે. કેમકે એ જહાજ પર કોઇ રાજ્યનો વાવટો નથી. જેઓ પાસે અનાજ ખુટયુ હોય તેઓ આવી તડામારી કરતા આવતા નથી." આ વાત કેપ્ટને કહી તે ખલાસીઓએ પણ સાંભળી લીધી. સઘળાની ખાત્રી થઇ ગઇ કે આવતા વાહણમાંના માણસોની દયાનત સારી નથી. હવે નાસ્યા વિના છુટકો નહતો. કેપ્ટને સઘળા સઢ ચઢાવી જહાજને પુર જોશથી છોડી મેલ્યું. પણ આવતુ વહાણ તેનાથી વધુ ઝડપી હતું. હવે સામનો કર્યા વિના છુટકો નથી એમ ધારી કેપ્ટને ફ્રાયર ફ્લાઅ પરનાં સઘળા માણસોને ભેગા કર્યા. અને સઘળાના હાથમાં પીસ્તોલ તથા તલવાર આપી તેઓને યુધ્ધને માટે તૈયાર કર્યા. બધા પોત પોતાના જાન માલની સલામતી માટે લડવાને તૈયાર થયા. એકલો રામ્સે થોડે દુર ચિંતાગ્રસ્ત થઇ ઉભો હતો.

"શું તમે અમને મદદ નહી કરો?" કેપ્ટને તેની પાસે જઇ તેના ખભા પર હાથ મુકી કહયું. "હા, હા, જરૂર કરીશ." કેપ્ટનના હાથમાંથી તલવાર લઇ રામ્સે જરા ચોંકીને બોલ્યો.

જોતજોતામાં પેલુ વહાણ નજીક આવી પુગ્યું ને તે પરનાં સખસોના રંગઢંગ જોતાંજ તેઓની દયાનત સાફ જણાઇ આવી, એક ભયંકર માણસ ફ્રાયર ફ્લાઅને પકડવા માંટે બીજા જહાજના તુતકપર ઉભો હતો. પેલું જહાજ છેક નજીક આવી પુગતાંજ તેણે હુકમ કર્યો. વાવટો ઉતારી નાંખો, સઢ ખોલી દો, હથીઆર ફેંકી દો, અને જામીન તરીકે તમારા બે માણસોને અહિં રવાના કરો.

"તમે કોણ છો?" કેપ્ટને સવાલ કર્યો.

"બકબક ન કરો. મારા હુકમનો અમલ કરો."

"એમ કે ? બદમાસ ડાકુઓ ! હમણાંજ હુ તમને ઠેકાણે લાવું છું. ભાઇઓ ! મારો કમબખ્તોને !"

કેપ્ટનનો હુકમ થતાંજ ફ્લાયર ફ્લાઇ પરથી ગોળી છુટવા લાગી. ડાકુઓ પણ લડાઇ કરવા માટે તઇયારજ હતા. તેઓ ગોળી છોડતાં છેક ફ્લાયર ફ્લાઇની પાસે પોતાનુ વહાણ લઇ ગયા તે પરનાં બે ભયંકર માણસો ફ્લાયર ફ્લાઇ પર કુદી પડયા, ભીષણ મારામારી શરૂ થઇ ડાકુઓમાં મેગસમેન અને એગરમેનને જોઇને રાન્સેની મા મરી ગઇ, બંન્ને બદમાસો જીવ પર આવીને લડી રહ્યા હતા. રાન્સે એક બાજુથી ભયથી થરથરતો આ બનાવ જોઇ રહયો. મેગસમેન અને એગરમેન જાણે મોત જીવતનો સોદો હોય તેમ ભયંકર લડાઇ કરી. પ્રથમ કેપ્ટનનો જાન ગયો. પછી તેના બીજા ચાર માણસો મુઆ. અને બે જણને કેદ કરી મેગસમેને બીજા વહાણ પર મોકલી દીધા. રાન્સે આ વખતે બેઉ હાથે મ્હોં ઢાંકી જહાજના પાછલા ભાગમાં બેઠો હતો. મેગસમેન અને એગરમેન તેને કોઇ શાંત માણસ સમજી તેની પાસે ગયા પણ તેણે મ્હોં ઉઘાડતાંજ બંને બદમાસોના મ્હોંમાંથી એક ચીસ નીકળી ગઇ. વેટકીન્સ અને બેહલી "ફ્લાયર ફ્લાઇ" પરનો માલ લુટવામાં મશગુલ હતા તેથી તેઓ આ લોકોની ચીસ સાંભળી શકયા નહિ. રાન્સે તો બદમાસોને જોઇને આમોજ બની ગયો હતો. તે જેમ તેમ લથડતી જીભાને બોલ્યોઃ "ભાઇઓ ! મારી પોલ ના ખોલતા, હું તમારો જુનો દોસ્તજ છું."

"ઓ ખુદા ! આ શું ગોટાળો છે ?" એગરમેનને રાન્સે હજુ પણ ભુત થઇ આવ્યો છે એવો ભય લાગવાથી તે બબડયો.

"સ્ટીફન ! તું ગાંડો થયો છે કે શું ? આ માણુસ માણુસ જેવો માણુસ છે તે જોતો નથી ? મેગસમેન હિંમત રાખી બોલ્યોઃ "તમે કોણ છો ?"

"ભાઇઓ ! તમે મને ધારો છો તેજ સખ્સ હું છુ અદભુત સંજોગોને લીધે હું મોતના પંઝામાંથી છટકી ગયો હતો. એ બધી વાત હું પછી કહીશ, હાલમાં તો હું આ જહાજનો મુસાફર છું."

"શું તમે ફીલીપ રામ્સે છો ?"

"હા, હું તેજ હતભાગી છું. કૃપા કરી મારો ભેદ ના ખોલતા; નહિ તો હું આપઘાત કરી રસ્તે પડીશ." રામ્સેએ હાથ જોડયા.

"નહિ, નહિ. તમે ડરો ના. પણ શું તમે રામસેજ છો ?"

"કે રામેસેના ભાઇ ?"

"અરે દોસ્તો! હું રામસેજ છું! મી. બેગરમેન! તમે તે દિવસે પૈસાની લાલચે મને નદીમાં ફેંકી દીધો હતો તે યાદ છે ને?"

"હા. હા. હવે મને ખાત્રી થઇ. વારૂ, તમને કયે નામે બોલાવીએ ?"

"ગરટેવ વેકફીલ્ડ!"

"વારૂ, મી. વેકફીલ્ડ! હવે તમે અમારા રોયલ જોર્જ પર આવો. અમે તમને બનશે તેટલી મોજ કરાવીશું."

રામસે બદમાસો સાથે જવાને તઇયાર થઇ ગયો. તેને પોતાના સરસામાનની આ પળે યાદ આવી અને તે પોતાના ઓરડામાં જઇ જરૂરી કાગળો અને પૈસા ગજવામાં નાખી, તથા પેટી કાંધ પર લઇ "રોયલ જયોર્જ" પર રવાના થઇ ગયો બીજી બાજુએ પેલા બદમાસોએ "ફ્રાયર ફ્લાઇ" પરનો માલ લુંટી લઇ તે પોતાના વહાણ પર ચઢાવી "ફ્રાયર ફ્લાઇ" માં ગાબડુ પાડી તે જલ્દી ડુબી જાય એવી વ્યવસ્થા કરી નાખી.

રોયલ જયોર્જ હવે ઝડપથી અમેરીકા તરફ જવા લાગ્યું. રામસે, બેગરમેન અને મેગ્સમેન ત્રણ જરી પુરાણા બદમાસો સાથે બેસી એક બીજાને પોતાની રામકહાણી સંભળાવતા હતા. વાતચીતમાં થોડો સમય પસાર થઇ ગયો એવામાં જહાજનો કેપટન વોટકીન્સ હાંફતો હાંફતો ત્યાં આવીને બોલ્યો. "થોડે દુર ઇંગ્લાંડથી આવતુ કોઇ જંગી જહાજ માલુમ પડે છે.

આ વાત સાભળતાંજ ત્રણે બદમાશોના ચ્હેરા ઉતરી ગયા રામસે તો ડરનો માર્યો થરથર ધ્રુજવા લાગ્યો.

સાંજનો સમય હતો થોડીજ મીનીટમાં તોપનો અવાજ સંભળાયો એ અવાજ સાંભળતાંજ બદમાસોએ રેયલ જ્યોર્જ પર અંગ્રેજી વાવટો ચઢાવી દીધો. બીજીવાર તોપનો અવાજ થયો. તેનો અર્થ • એ હતો રેયલ જ્યોર્જે થોભી જવું. બદમાસોને આ ઠીક ન લાગ્યું. તેઓએ સાથે મળીને અંધારામાં નાસી જવાનો નિશ્ચય કર્યો. સુર્યાસ્ત થઇ ગયો હતો. બદમાસોએ જહાજ પર બત્તી પણ ન કરી. સામા જહાજ પરથી બીજો તોપનો અવાજ થયો પણ તેની દરકાર ન કરતાં કેપટન વેટકીન્સે "રેયલ જ્યોર્જ" પુર ઝડપથી હાંકવા માંડ્યું, આખી રાત નાશભાગ ચાલી, પ્રભાત થવાનો સમય થયો. બદમાસો સલામત છટકી જવાથી ખુશ થયા પણ તેમનો આનંદ થોડીજવાર ટક્યો સુર્યોદય થયા પછી તરતજ પાછળથી એક જંગી જહાજ આવતુ નજરે પડયું. થોડીવારમાં અંગ્રેજી જહાજ ખુબ નજીક આવી લાગ્યુ. વેટકીન્સે સલાહ કરી લેવાનું યોગ્ય ધાર્યું પણ બદમાસો તે માને તેમ ન્હોતું. તેઓ હથીયારબંધ થવા લાગ્યા એવામાં અંગ્રેજી જહાજપરથી રેયલ જ્યોર્જ પર એક તોપનો ગોળો આવી પડયો અને તે જગાની સઘળી વસ્તુના ચુરેચુરા થઇ ગયા. હવે બદમાસો ડર્યા અને સંધી કરવા માટે તેઓએ "રેયલ જ્યોર્જ" ઉભુ રાખ્યું, દશ મીનીટમાં પેલું વહાણુ એટલું બધું નજીક આવી લાગ્યું કે બંન્ને વહાણુપરનાં માણુસો એક બીજાની વાત સાંભળી શકે. તે જહાજ પર મોટી મોટી છત્રીસ તોપ હતી. એ મોટા વહાણુમાંથી એક હોડી નીચે ઉતારવામાં આવી અને તે લુંટારાના જહાજ તરફ જવા લાગી.

"તમારા જહાજનું નામ શું છે?" અંગ્રેજી જહાજ પરથી એક સેનાપતિએ પુછ્યું.

"રેયલ જ્યોર્જ" વેટકીન્સે જવાબ આપ્યો. હવે નામ છુપાવવામાં તેને કંઇ સાર જ ન જણાયો.

"તમે કયાંથી આવ્યા છો ને કયાં જાઓ છો?" સામો સવાલ પુછાયો.

"લીવરપુલથી ન્યુયોર્ક જઇએ છીએ. તમે અહિં આવો છો કે હું કાગળ પત્રો લઇ તમારા જહાજ પર આવું?"

"તમેજ અહિં આવો."

"ઠીક, હું આવુ છું." વોટકીન્સ જરૂરી કાગળો લેવાને પોતાના રૂમમાં ગયા, ત્યાં મેગ્સમેન, એગરમેન વિગેરે બદમાસો તેની પાસે જઇ પહોંચ્યા.

"કેમ શું છે?"

"જોતા નથી? એને શક ઉપજ્યો છે. મને તો લાગે છે કે તે દહાડે પેલા અમેરીકન જહાજને ધમકાવીને આપણે એક હજાર ડોલર પડાવી લીધા હતા તેની આ લોકોને ખબર પડી ગઇ છે." કેપટન વોટકીન્સે કહ્યું.

"હશે એમ તો કાલે પણ આપણે પેલા વહાણને લુંટી લીધું હતું. પણ કાલનું વહાણ ડુબી ગયું છે અને અમેરીકન જહાજ સાથે અંગ્રેજી વહાણવાળાને કંઇ સંબંધ નથી." મેગ્સમેને ગંભીરતાથી જવાબ આપ્યો.

"એ ખરૂં, પણ આપણે લુંટારા છીએ એ બીનાની ખબર પડી જશે તો આપણે માર્યા જઇશું."

"વારૂ. તમે કરવા શું માગો છો?"

"હું અંગ્રેજ જહાજ "ડાએના" ના કેપટનને મળીને ગમે તે તરકીબથી તેને સમજાવી દઇશ કે અમે ચાંચીઆઓ નથી પણ સોદાગરો છીએ. મારી સાથે તું આવે છે એડલી?"

"આવો" એડલી તૈયાર થયો.

બન્ને કાગળપત્રો લઇ "ડાયેના" માંથી આવેલી હોડીમાં બેઠાં અને હોડી જલ્દીથી "ડાયેના" પાસે જઇ પહોંચી.

"સ્ટીફન!" મેગ્સમેનને એગરમેને કહ્યું: "આ બદમાસો આપણને છેતરી ગયા."

"કેવી રીતે?"

"જો સાંભળ! પેલા અમેરીકન વહાણ પાસેથી એક હજાર ડોલર લઇને સમાધાની કરવા માટે વોટકીન્સ અને એડલો ગયા હતા ને?"

"હા."

"તેજ વખતે એ લોકોએ અમેરીકન વહાણના કેપટનને કહી દીધું હશે કે જો સરકારી વહાણ મળી જાય તો આપણી પોલ તેની આગળ ખોલી દેવી. હવે એજ બદમાસો "ડાયેના" ના કેપટનને કહી દેશે કે આપણે બદમાસ લુંટારાઓ છીએ."

"ઓહ! મારે તો સત્યાનાશ!"

"દગો!"

આ વખતે રામસે ત્યાં આવ્યો. દગો અને સત્યાનાસ શબ્દો સાંભળતાં તેના હોંશ ગગડી ગયા.

"મી. વેકફીલ્ડ! અને મારા બહાદુર સાથીઓ! આપણી સાથે ભયંકર દગાબાજી થઇ છે. જો જાન બચાવવો હોય તો લડવા તઇયાર થાઓ."

તરત બધા હથીયાર સજી લડાઇ કરવા તઇયાર થયા આજ વખતે રોયલ જ્યોર્જ પર એક તોપનો ગોળો આવી પડયો. વહાણ હલક ડોલક થઇ ગયું.

"અરે! ડાયેનાનો કેપટન કંઇ કહે છે. સાંભળો તો ખરા." એક ખલાસી બોલ્યો: બધા ડેક પર જઇ ઉભા.

"ખલાસીઓ!" ડાયેનાનો કેપટન મોટેથી બોલ્યો: "જો તમે ચુપચુપ શરણે થશો તો તમને માફી આપવામાં આવશે; પણ તમારા સરદારો મેગસમેન અને બેગરમેનની વાત જુદી છે." ખલાસ! આ શબ્દો સાંભળતાંજ રોયલ જ્યોર્જ પરના સઘળા માંજીઓ વાઘની પેઠે બેગરમેન અને મેગસમેન પર તુટી પડયા. બદમાશોનું જોર આટલા બધા માણસો આગળ શું ચાલે? તેમના હથીઆર છીનવી લઇ તેમને મુશ્કેટાટ બાંધી દેવામાં આવ્યા. ડાયેનાના કેપટને આ બોઇ બધાને લેવા માટે એક હોડી મોકલી. તેમાં ખલાસીઓ સાથે રામસે પણ જઇ બેઠો. ફાયર ફ્લાઇ પરનો એક જખમી ખલાસી રોયલ જ્યોર્જમાં હતો તેને પણ "ડાયેના" માં લેવામા આવ્યો અને મેગસમેન અને બેગરમેનની ચાંચીઆ તરીકેની કારકીર્દિનો અંત આવ્યો. બંને "ડાયેના"ના કેદી થયા અને તેઓ વેટકીન્સ અને બ્રેડલીને ગાળો દેતા લાચારીથી કેદી જીવન ગાળવા લાગ્યા.

## પ્રકરણ–૧૪૯ મું.

## વખતની બલીહારી.

પીકાડેલી સ્ટ્રીટમાં લોર્ડ ફ્લોરેમલના મકાનની પાસે એક ઘણું સુંદર મકાન હતું. વાંચનાર, તારે આજે એ મકાનમાં અમારી સાથે કંઇ નવોજ તમાસો જોવાને આવવાનું છે.

અગીઆર વાગ્યા હતા. એક બાજુ સગડીમાં મંદ મંદ આતશ સળગી ઓરડાને ગરમ કરતો હતો. બારીઓ પર સાટીનના સુંદર પરદા લટકતા હતા. તેમાંથી જે સુર્યના કીરણો દિવાનખાનામાં આવતા હતા. તેથી દિવાનખાનામાં લાલ રોશની પડતી હતી. ટેબલ અને ખુરસીપર લાલ મખમલ જડી હતી અને તેથી સોફાપર બેઠેલી નાઝનીનની ખુબસુરતી અજબનાક દેખાતી હતી. તે જાતેજ ખુબસુરત હતી, તેના લાંબા, ચીકણા ભુરાભુરા વાળની સુંદર લટો સોફાની પાછળ લટકતી હતી, અને કેટલીક લટો તેનાં ગોરા સુડોળ ખભા પર રમત રમી રહી હતી. રોજ તે પોતાનો કેશકલાપ ગુંથવામાં ખુબ પરિશ્રમ લેતી હતી. પણ આજે તેણે શણગાર સજ્યા ન્હોતા. આજે તેનું મ્હોં સુકાઇ ગયુ હતું. તેનાં વદન પરથી સ્પષ્ટ જણાતુ હતું કે તેના દિલમાં કોઇ ભયંકર ચિંતાની ચિતા સળગી રહી હતી. તેના ગાલ પરની લાલી ઉડી ગઇ હતી છતાં તેની કમળ જેવી કોમળતા નષ્ટ થઇ ન્હોતી. આવી ચિંતાગ્રસ્ત હાલતમાં પણ તેના બિમ્બાધરની સરસતા અને નેત્રોની મનોહરતા જોનારને ઘડીભર મુગ્ધ કરી નાખતી હતી.

સોફાપર પગ લંબાવી એક સફેદ સાલ ઓઢી તે બેભાન જેવી ઉદાસ થઇ બેઠી હતી. તેના શરીરનો સંપૂર્ણ વિકાસ થયો હતો. એ પુષ્પ જેટલુ ખીલવુ જોઇએ તેટલું ખીલ્યું ન હતું. તો પણ અંગ પ્રત્યંગમાં નૌજવાનીની ભભક જણાતી હતી. તેના શરીર પરની શાલ જરા ખસી જવાથી તેનુ મોહક શરીર જરા સ્પષ્ટ થયું હતું તેના નાજુક ચરણો, તેના ઉન્નત હૃદયામ્બુજો, મદીલી આંખો, અને પાતળી કમર ભલભલા યોગીના તપને ભંગ કરવા સમર્થ હતા. આ સુંદરી કોઇજ નહી પણ બહારથી પ્રિન્સની રખાત ગણાતી પણ ખરૂં જોતાં

તેની સાથે ગુપ્ત લગનથી પરણેલી પ્રિન્સ ઑફ વેલ્સની પત્નિ–મીસીસ ફીટઝ હારબટ હતી.

એ બિચારીના દુઃખનો પાર ન્હોતો. પ્રિન્સે તેને તજી દીધી હતી. ચોકલેટથી ભરેલો પ્યાલો ટેબલ પર પડયો હતો. પણ ફીટઝે એક પણ ચોકલેટ મોંમાં નાખી ન્હોતી. સોફાપર અનેક અખબારો જેમના તેમ પડી રહ્યા હતાં. મીજબાની અને નાચના આમંત્રણોના કાર્ડો આમથી તેમ વીર વીખેર પડયાં હતાં.

પ્રિન્સની એકવારની એ માનીતી માશુક પાસે આજે કાણી કોડી પણ ન્હોતી. પ્રિન્સ પાસે યાચના કરવાને તે નારાજ હતી. તેણે અનેક ચીજો ઉધાર ખરીદી મકાન શણગાર્યું હતું પણ હવે દુકાનદારોના તકાદા પર તકાદા થતા હતા. હવે બજારમાં તેની આબરૂ રહી ન્હોતી. લગભગ પાંચ હજાર પોંડનું તેણે કરજ કર્યું હતું, પૈસા નહિ મળવાથી એક દુકાનદારે બે હજાર પાઉંડ વસુલ કરવાને કાર્ટનો આશરો લીધો હતો. અને મીસીસ ફીટઝ પાસેથી કાયદાસર પૈસા મેળવવા માટે તેણે વકીલ મી. રીગડનને રાકયો હતો.

ડચેસ ઑફ ડેવનશાયર અને કાઉન્ટેસ ઑફ ડેરબી તેની પ્રાણપ્રિય સખિ હતી. તેણે લાચારીથી પોતાની કંગાળ હાલત આ બે ઉમરાવજાદીઓ સમક્ષ ખુલ્લી કરી. આજે સાંજ સુધીમાં તેની કોઇ પણ સખી તેને પઇસા મોકલી આપી અદાલતના પંઝામાંથી બચાવશે એવી તેની આશા હતી. પણ અફસોસ તેની આશા ન ફળી તેની ખાત્રી થઇ ગઇ કે તેની બંને સખીઓ લંડનમાંથી બહારગામ ગયલી હોવી જોઇએ. ત્યારે શું કરવું ? પ્રિન્સને અરજ કરવી ? નહિ. તેનો માની સ્વભાવ તેમ કરવાને તૈયાર ન્હોતો. પ્રિન્સનો ખ્યાલ આવતાંજ તેનું દીલ ખળભળી ઉઠતુ, તેને શરમભરી રીતે કર્લટન મેનશનમાંથી હાંકી કાઢવામાં આવી હતી. એ બનાવનું સ્મરણ થતાં તેને કંઇનું કંઇ થઇ જતું હતું. પ્રિન્સનું આખુ જીવન ફીટઝની દયાપર લટકતુ હતું પ્રિન્સ તેનો પરણ્યો પતિ હતો. જો ફીટઝ ધારે તો પ્રિન્સ રાજગાદી પરનો હક ગુમાવી બેસે એમ કરવાની તેનામાં

શક્તિ હતી; છતાં પ્રિન્સે તેનું અપમાન કરી તેને કાઢી મુકી એ નીચતા ફીટઝથી ભુલાય તેમ ન્હોતું. ભલે કરજદારો તેને જેલમાં લઇ જાય ભલે તે કેદમાંજ મરી જાય; પણ નીચ પ્રિન્સ પાસે તે ભીખ માંગવાને તઇયાર ન્હોતી.

તે અનેક જાતના વિચારો કરતી બેઠી હતી એવામાં અચાનક બારણું ખુલી ગયું, બીજીજ પળે બે બદશીકલ માણસો અંદર દાખલ થયા પણ ફીટઝને તેનું ભાન પણ ન હતું. બંન્ને ફીટઝને જોતાંજ ઘડીભર થંભી ગયા તેની ગજબનાક ખુબસુરતી જોઇ બંને એકબીજાને આંખના ઇશારા કરવા લાગ્યા. પછી જેમ તેમ મનને મારી બંને ફીટઝના સોફા પાસે જઇ પહોંચ્યા પગલાના અવાજથી ફીટઝ ચોંકી અને આ બે બેડોળ સખસોને જોઇ ભયથી કંપી ગઇ પણ તે અસલથીજ આજ્ઞા કરવાને ટેવાયલી હતી. તરતજ તે વસ્ત્ર સંભાળી ઉભી થઇ અને આજ્ઞાદર્શક અવાજે બોલી: "તમે કોણ છો ?"

"જેક સાંભળો છો કે ? શાહજાદી પુછે છે કે આપણે કોણ છીએ ? તારો બેડોળ ચ્હેરો જોઇ એને શક ઉપજે તે કુદરતી છે." એક જણે પોતાના સાથી તરફ જોઇ કહ્યું.

"તો તું કેવોક ખુબસુરત છે કે તારા પર એ મોહી પડવાની હતી." જેક ગુસ્સે થઇ બોલ્યો.

જેની કૃપાદ્રષ્ટિ મેળવવા માટે ઇંગ્લાંડના ભલભલા અમીરો વલખા મારતા હતા તેની નજર સામે આ હલકા માણસો આવી ગંદી વાત કરતા જોઇને ફીટઝના ગુસ્સાનો પાર રહ્યો નહી.

"તમે કોણ છો ?" તે બરાડી.

"સાંભળો મેમ સાહેબ ! ચેન્સરી લેનમાં મારી ઓફીસ છે. મારૂં નામ નેથન કીમ્પ અને મારા આ મદદનીશનું નામ છે જેક !" બેલીફે જવાબ આપ્યો.

"ત્યારે તમે કોર્ટના માણસો છો ?"

"જી મેમસાબ ! મી. રીગડને અમને આ કામ સોંપ્યું !"

"એમ! ત્યારે રીગડન જેટલું કરવું હતું તેટલું કરી ચુકયો!" ધિક્કારથી નજર ફેંકી મીસીસ ફીટઝ હરબર્ટ બોલી.

"જી હા! રીગડન ધારે તે કરી શકે છે એના જેવો બાહોશ વકીલ મેં જોયો નથી. ખરૂને જેક!"

"હા. ભાઇ! રીગડન મારો વ્હાલો બહુજ ચાલાક!" જેકે પુષ્ટિ આપી.

"ચાલો ત્યારે મેડમ! અસલ હિસાબના બે હજાર પાઉંડ સતર શીલીંગ અને ખર્ચના ચાર પાઉંડ ચુકવી આપો." નેથન કેમ્પે કહ્યું.

"નકામી બકબક ના કરો. તમે ટાંચ લગાવી જાઓ. હું થોડા દિવસ પછી મારા મિત્રો પાસેથી પઇસા મેળવી આપીશ. હાલમાં મારી પાસે કંઇ નથી." ફીટઝ બોલી.

"મેડમ! હવે એમ ચાલવાનું નથી. આ હુકમ જુઓ! કાંતો પઇસા આપો; નહિ તો સાહુકારી જેલમાં મારી સાથે પધારો." બેલીફે વાતની ગંભીરતા સમજાવી.

હવે મીસીસ ફીટઝની આંખ ખુલી, તેમાં જ [illegible] તાંજ તેનાથી ધીમી ચીસ નખાઇ ગઇ. આજે તેનો આબરૂ પા[illegible] થવાનો વખત આવ્યો. આ હલકટ માણસો તેને ગીરફતાર કરવા આવ્યા છે તે જાણતાંજ તેનું કોમળ હૃદય ચીરાઇ ગયું. તેનું શરીર શીથીલ થઇ ગયુ અને ભયથી તે થરથર ધ્રુજવા લાગી. તે નસાસ થઇ ખુરસીપર બેસી ગઇ.

"હું તમને રાજી કરૂં તો તમે એક દિવસ આ હુકમ મુલતવી ન રાખો?" ફીટઝે થોડીવાર વિચાર કરી બેલીફને લાલચ બતાવી.

"નહિ મેડમ! એમ હવે બનવું અશકય છે. હવે તો એક બાજુ પઇસા—નહિ તો કેદ—ત્રીજો રસ્તોજ નથી." નેથને કહ્યું.

"ઠીક. પણ મારા મિત્રોને પત્રો લખવાનો વખત તો આપશોને?"

"હા, તે માટે હું તમને એક કલાક આપીશ. એટલો વખત જેક તમારા પર દેખરેખ રાખશે. પણ તમારે એની નજર સામેજ પત્રો લખવા પડશે."

"શું ? તમારી નજર સામેથી હું જરા દુર ન જઇ શકું ?"

"નહિ. ચેન્સરી લેનમાં ગયા પછી ગમે તેમ કરજો."

ફીટઝને આ વખતે મોત આવ્યું હોત તો તેનો તે ખુશીથી સ્વીકાર કરત. તેના અભીમાનના ચુરેચુરા થઇ ગયા. જેના સામે અમીરો પણ ઉંચે અવાજે બોલી ન્હોતા શકતા તેનું આજે બે બદામના બેલીફો અપમાન કરવા લાગ્યા તે જોઇને ફીટઝની દશા અવર્ણનીય થઇ પડી.

"વારૂં-કપડા બદલવાને તો બીજા રૂમમાં જવા દેશોને ?"

"હા. પણ પહેલાં તેમાંથી નાસી જવાનો રસ્તો છે કે નહી તેની તપાસ કરવી પડશે."

"બસ-બસ કરો ! હવે હદ થઇ." કહી ફીટઝ ગમગીનીમાં ગીરફતાર થ ગઇ. ઘડીવાર ત્યાં ગંભીર મૌન છવાયું. એવામાં બારણું ઉઘાડી એક નખરાળી સ્ત્રી અંદર ઠુમક ઠુમક કરતી વગર રજાએ ચાલી આવી. તે મીસીસ ફીટઝની દાસીઓની સરદાર હતી. તેને વગર રજાએ અંદર આવેલી જોઇ તે નારાજ થઇ બોલી:- "એલીશીઆ ! હમણાં મારે કામ નથી. કામ પડશે ત્યારે હું ઘંટડી વગાડી તને બોલાવીશ."

"તમારે ઘંટડી વગાડવી હોય તો ભલે શોખથી વગાડજો. પણ હવે હું તે સાંભળી તમારી ન્હેનાતમાં ખડી થવાની નથી." એલીસીઆ પોતાનો ઘમંડ બતાવવાજ આવી હતી. તે ફીટઝને બાળવા માટે ધ્રષ્ટતાથી જવાબ આપવા લાગી.

મીસીસ ફીટઝ આ દાસી પર ઘણીજ મહેરબાની રાખતી હતી અને એલીસીઆ પણ તેનાં ગુણગાન ગાતાં ધરાતી ન હતી. આજે પડતીનો સમય આવતાં એ દાસી પણ બદલાઇ ગઇ તે જોઇને ફીટઝને બહુ લાગી આવ્યું: "એલીસીયા ! તું મારી સાથે આવી વાત કરે છે."

"હા મેમસાહેબ ! આવી વાત ન કરે તો કેવી કરે ! મારો અઢાર મહિનાનો પગાર ચઢી ગયો છે અને ચોવીસ પાઉંડ મેં તમને

સાચવવા આપ્યા છે તે હમણાં ને હમણાં તોલી દો." એલીસીઆ વ્યંગથી બોલી.

દાસીના આ કઠોર શબ્દ સાંભળી રીટઝની આંખમાં આંસુ ભરાઇ આવ્યા. "એલીસીઆ !–" તે વીનીત સ્વરે બોલી: "મ્હારી હમણાં કેવી હાલત છે તે તું જાણતી નથી ? આ બે જણ કેમ આવ્યા છે તે તું સમજતી નથી ?"

"સમજતી કેમ નથી ? બધુય સમજુ છુ" નીમકહરામ દાસી બોલી: "તેથી તો હું મારો પગાર માગવા આવી છું તમે તમારી સેવા ચાકરી કરનાર છોકરી સાથે દગાબાજી કરશો એમ હું ધારતી નથી."

હવે હદ થઈ. રીટઝના ચ્હેરા પર ગુસ્સાની રતાશ આવી. તે બોલી: "એલીશીઆ ! મેં કોઇ સાથે દગાબાજી કરી નથી."

"સારી વાત છે. મહેરબાની કરી મારો પગાર ચુકવી મને રજા આપો."

"એલીસીઆ ! મારી આવી પડતી દશામાં તું પણ મને છોડી દેવા માગે છે ?" રૂંધાતા અવાજે રીટઝ ગળગળી થઇ.

"મેમસાહેબ ! તમે મને શી રીતે રાખવા ચાહો છો તે હું સમજી શકતી નથી કેમકે હું મફત નોકરી કરવા માગતી નથી અને હવે તમારી નોકરી કરવાનું મને ગમતું પણ નથી."

રીટઝ કંઇ ન બોલી તે નીચી નજર નાખી બેસી રહી એજ વખતે તેનો મોટો ખાન સામો ઓરડામાં આવ્યો. તેણે રીટઝ પાસે જઇ તેને નમન કરી કહ્યું "મેડમ ! મારો થોડોક હિસાબ છે તે ચુકવી આપવાની કૃપા કરો.

"રોબીનસન ! તું પણ મારી સામે થઇ ગયો છે ?" રીટઝ જરા ગુસ્સે થઇ.

"મેડમ ! આમ ગુસ્સે ન થાઓ હું શું કરૂં ! કલાલ, કણીઓ, ગાંધી, કસાઇ વિગેરે વિગેરે અનેક દુકાનદારો પૈસા માટે મને સતાવી

રહ્યા છે. જો આજે તેમનો હિસાબ ચુકતે ન થાય તો મારી હાલત બુરી થઇ જશે." બાવરચી બોલ્યો.

"રોબીનસન ! મારા કરજ માટે તારી હાલત શા રીતે બુરી થશે ?"

"એ લોકો મને જામીન માને છે. એવા હલકા લોકો સાથે હું તકરાર કરીને મારી આબરૂ ગુમાવા માગતો નથી "

ફ્રીટઝ બાવરચી કંઇ જવાબ આપે તે પહેલાં ત્યાં કોચમેન આવી લાગ્યો. બાવરચી અને દાસીના રંગઢંગ જોઇનેજ તે સમજી ગયો કે એ લોકોની મતલબ પુરી થઇ નથી. ને બહુ આદાબઅદા સમજતો ન્હોતો. જેમતેમ સલામ કરી તે ઉભો રહ્યો ફ્રીટઝ નોકરોની આવી ધરૂષ્ટતા જોઇ છેલ્લે પાટલે બેઠી. ગુસ્સાથી તેના બન્ને ગાલો લાલ લાલ થઈ ગયા.

"તું કેમ આવ્યો, મેથ્યુસ ?" તેણે દમામથી પુછ્યું.

"મેડમ ! નીચેના ઓરડામાં સઘળાં દાસ દાસીઓ ભેગા થયા છે તેઓના પ્રતિનિધિ તરિકે હું આવ્યો છું."

"શું ?"

"એ બધા નોકરો તરફથી તમને કંઇ કહેવા આવ્યો છે." રોબીનસન ઘુમાવ્યાથી બોલ્યો. "સાચી વાત કહેવામાં શરમ શાની ? મેમસાહેબ ! તમારે આવા વખતમાં ઉમરાવજાદીની પેઠે તોરથી વાત કરવી યોગ્ય નથી." આ શબ્દો બહાર નીકળતાંજ ફ્રીટઝની આંખો-માંથી અંગારા નીકળવા લાગ્યા.

"શું છે મેથ્યુસ !"

"બધા નોકરો એમ કહે છે કે તેઓના ચઢેલા પગાર અત્યારે ચુકવી આપો."

"જુઓ !" ફ્રીટઝ હવે જીવ પર આવી: "તમારા સઘળાના પગાર ચઢી ગયા છે એ વાત ખરી છે. તમારા પગાર હું ખાઇ જવા માગતી નથી પણ મારી આવી દુર્દશામાં તમે મને જે રીતે

સતાવો છો તે ગ્ય નથી. હું તો કરજને માટે જેલ જવા બેઠી છું. પણ ત્યાંથી છુટયા પછી આજ કાલમાં મારા મિત્રો પાસેથી પૈસા લઇ તમારી કોડીકોડી ચુકવી દઇશ."

"હાય રે મા! આ દબાબાજે તો મને ધોળે દહાડે લુંટી લીધી!" એલીસીઆ બોલી.

"હા આ લુંટ નહિ તો બીજુ શું? પગાર ન ચુકવાતા ન્હોતા તો નોકરો શા માટે રાખ્યા?' બાવરચીએ તાણો માર્યો.

'બાઇ સાહેબને ગાડી ઘોડે ફરવાનું જોઇએ. મોટી શાહજાદી હતી તો પૈસા કેમ ચુકવતી નથી?" કોચમેન બોલ્યો.

"હું તો પહેલાંથીજ જાણુતો હતો કે આવી વેશ્યાની નોકરીજ કરવી ન જોઇએ." રોબીનસન જાત પર ગયો.

"વેશ્યા" શબ્દ સાંભળતાંજ મીસીસ ફીટઝ પગથી માથા સુધી સળગી ગઇ. તે રાણીની પેઠે એકદમ ઉભી થઇ હાથ લાંબો કરી સતાદર્શક સ્વરે બરાડી "દુર થા—હરામજાદા! નીચ! પાજી! મારી સામે આવી ગુસ્તાખી!"

"હવે બેસ બેસ! ગુસ્તાખી વાળી! તું પ્રિન્સની રખાત—"

"એ બદામની રખાત! તે દહાડે જોયું ને! પ્રિન્સે કેવા અપમાન સાથે રાજ મહેલમાંથી હાંકી કાઢી! વાહ! શું રૂઆબ બતાવે છે? રૂઆબ બતાવવો હોય તો ધરી દે રૂપીઆ!" દાસી એલીસીઆએ ફીટઝને વજ્રઘાત કર્યો. બદનસીબ ફીટઝ સોફા પર નિઃશ્વાસ નાખી બેસી ગઇ અને માથે હાથ મૂકી મનમાં બબડી: "આહ! જો અસલ વાત કહી દઉં?" થોડીકવાર વિચાર કરી અંતે તે બોલી: "હમણાં તમે અહિંથી ચાલ્યા જાઓ—કશાને ખાતર નહિ તો મારાપર દયા કરી ચાલ્યા જાઓ."

"મી. રોબીનસન! હવે અહિં ઉભા રહેવામાં સાર શું છે? પગાર તો ગયો પણ આ ભ્રષ્ટ સ્ત્રીની નોકરી કરવાથી હવે કોઇ સારા માણુસને ત્યાં નોકરી પણ મળશે નહિ ચાલો, ધૂળ નાખી

એના નામપર !" એલીસીઆના આ નીચ શબ્દો ફીટઝ સાંભળી શકી નહિ કેમકે આ સમયે તે સોફાપર બેભાન થઇ પડી હતી.

થોડીવાર પછી તે સાવધ થઇ ત્યારે તેના નોકરો ચાલ્યા ગયા. હતા. ક્રીમ્પ તેને સાવધ કરવાને તેના મ્હોપર પાણી છાંટતો હતો અને જેક તેની પાસે ઉભો હતો.

"તમે મારી સારવાર કરી તે માટે હું તમારો આભાર માનું છું." ફીટઝે કહ્યું; "તમે જુઓ છો કે મારી હાલત તદ્દન લાચાર છે. મારે કેદમાં જવું પડશે એમ લાગે છે. પણ જોઉં ! મને એક કલાકની મહેતલ આપો. હું મારા કેટલાક મિત્રો પર ચીઠ્ઠી મોકલી જોઉં."

ક્રીમ્પે તેને એક કલાકની મહેતલ આપી ફીટઝે પોતાની સાથે ગાઢ મિત્રાચારી ધરાવનારી છ સખીઓ પર ચીઠી લખી તેમાં પોતાની હીન હાલતનું વર્ણન કરી પૈસાની યાચના કરી તે પછી ચીઠી મોકલવા માટે નોકરને બોલાવવાને તેણે ઘંટી મારી પણ કોઇ આવ્યું નહિ ક્રીમ્પે તેને ખબર આપી કે બધા નોકરો ઘર છોડી ગયા છે.

અંતે ક્રીમ્પ જાતે ચીઠી લઇ જવાને તૈયાર થયો. પણ તે સાથેજ ફીટઝ કયાંક નાસી ન જાય તે માટે તેનાપર દેખરેખ રાખવાને તે જેકને મુકી ગયો. ફીટઝને એ નજર કેદ સ્વીકાર્યા વિના બીજો રસ્તોજ ન હતો.

ક્રીમ્પ પ્રથમ લેડી સીંગલટનને ત્યાં ગયો. પ્રથમ તો મિસીસ ફીટઝ હરબર્ટનો નોકર પોતાને ત્યાં આવવાથી લેડી સીંગલટન રાજી રાજી [illegible] ગઇ [illegible] ફીટઝ માટે જાનફેશાની બતાવી તેને માટે જાન [illegible] દિગ [illegible]ારી; પણ જ્યારે તેને ખબર પડી કે ફીટઝ હવે પ્રિન્સની માનીતી નથી એટલુંજ નહિ પણ તે ગરીબ થઇ બે હજાર પાઉંડ ઉધાર માગે છે ત્યારે તેની સઘળી "જાનફેશાની" હવામાં ઉડી ગઇ તેણે ફીટઝને દુરાચારી સ્ત્રી કહી ધિક્કારી કાઢી અને ક્રીમ્પને ખાલી હાથે ધુતકારી કાઢયો.

તે પછી ક્રીમ્પ લેડી બનબરીને ત્યાં ગયો. એ ઉમરાવજાદીએ પોતાના દીકરાને કર્નલની પદવી અપાવવાની ફીટઝને વિનંતી કરી

હતી અને તેના બદલામાં પ્રિન્સને બે હજાર પાઉંડ આપવાની લાલચ આપી હતી. ફ્રીટઝે પ્રિન્સ પર સત્તા ચલાવીને પોતાના પુત્રને કંનલ બનાવી દીધો હશે એમ ધારી પહેલાં તો લેડી બનબરી ખુશખુશ થઇ ગઇ પણ અસલ વાત જાણતાં તેનું "સતીત્વ" પણ તેની છાતીપર ધાઇ આવ્યું અને તે કુલટા, ભ્રષ્ટા, નીચ વ્યભિચારીણી ફ્રીટઝને અનેક ગાળો દઇ ક્રીમ્પને રસ્તો માપવાનો હુકમ કર્યો.

ક્રીમ્પ નિરાશ થયો પણ હાર્યો નહિ. તેણે કાઉન્ટેસ ઓફ મોન્ટગમરી પરની ચીઠી અજમાવી જોવાનો વિચાર કર્યો. વૃધ્ધ કાઉન્ટેસ આ સમયે બે ચાર ઉમરાવજાદીઓ સાથે ટહેલટપ્પા મારતી બેઠી હતી. ક્રીમ્પે તેને જઇ ફ્રીટઝની ચીઠી આપી. કાઉન્ટેસે વાતમાં ક્રીમ્પ પાસેથી ફ્રીટઝની બધી હકીકત કહાવી લીધી અને પછી તેની દુર્દશા માટે મ્હોડે દિલસોજી બતાવી ક્રીમ્પને વિદાય કર્યો.

હવે તે નિરાશ થયો અને પડતીના સમયમાં કોઇ મિત્ર થવાનું નથી એમ ધારી પાછો વળ્યો. ફ્રીટઝ તેનો ચહેરો જોતાંજ સ્નાનના સમાચાર સમજી ગઇ. તેની આંખમાંથી દડ દડ આંસુ નીકળી પડયાં. તે બે હાથ જોડી બોલી: " મી. ક્રીમ્પ! મારા પર દયા કરો. મને કેદમાં ન લઇ જાઓ. મને થોડા દિવસની મહેતલ આપો."

" મેમસાહેબ! ગભરાઓ નહિ." ક્રીમ્પ પીગળ્યો. " હું તમને જેલમાં મોકલીશ નહિ પણ મારા ઘરમાં નજર કેદ રાખીશ."

" મારે મન બન્ને સરખા છે."

" તો હું શું કરૂં ? તમારી કોઇ સખીએ તો તમને મદદ ન કરી પણ કરો ના. હું મારી શકિત પ્રમાણે તમને સુખી રાખીશ."

"દુ:ખમાં કોઇ સાથી થતું નથી. ચાલો, હું હાજતમાં આવવાને તૈયાર છું." ફ્રીટઝ અચાનક કંઇક નિશ્ચય પર આવી: " ચાલો, પ્રેમ અને મિત્રતાની છેલ્લી કસોટી કરી લઉં. બે દિવસ સુધી હું મુકત થવાની કોશેષ કરીશ બે દિવસમાં મારી હાલતની આખા લંડનને ખબર પડી જશે અને જે માણસ આ બધું કરાવી રહયો છે તેને માટે દુનીઆને જે કહેવું હોય તો કહેશે. જો બે દિવસમાં મને કોઇ છોડાવવા ન આવે તો—તો પછી હું ભીખ માગવા ન જાઉં. પણ મારો જે દાવો છે તે રજુ કરીશ." આટલું કહી તે શેરીફના નોકરો સાથે હાજત પર જવાને તૈયાર થઇ.

# પ્રકરણ ૧૫૦ મું.

## નર રાક્ષસ.

આકાશમાં અસંખ્ય તારા ચમકતા હતા. સર્વત્ર નિર્જનતા અને નિરવતા છવાઇ હતી. ચંદ્ર પોતાના શિતલ કીરણો પૃથ્વી પર રેડી રહયો હતો. મધરાતનો સમય હતો. શરાબીઓ પ્યાલી અને બાટલી છોડી કેફી આંખોના એકબીજાને ઇશારા કરી દાયરો બરખાસ્ત કરવાની ઇચ્છા દર્શાવતા હતા. રસ્તા પર રખડી રખડીને કોઇ રંગીલા આશકની શોધ કરવા નીકળેલી હતભાગી વેશ્યાઓ હવે નિરાશ થઇને પોતાના પાપભવન તરફ ચાલી જતી હતી. આપઘાત કરવાને તૈયાર થએલા કમનસીબો પોતાને કોઇ ન જુએ એવા ખુણા શોધતા હતા. ન્યુગેટ જેલમાં ફાંસીની સજા પામેલો ગુનેહગાર પોતાના આયુષ્યની ઘડી ગણી રહયો હતો. સરકારી પ્રધાનો પ્રજા પર કયા નવા કરો નાખવા તેના વિચારમાં સુખે નિદ્રા પણ લેતા ન હતા. પ્રજાનું લોહી ચુસનારા નિર્દય અમીર ઉમરાવો પોતાની લથડતી સત્તા શી રીતે વધારવી તેની ગાઢ સમસ્યા ઉકેલવાની કોશેષ કરી રહ્યા હતા. બાર વાગતાં મીજલસમાંથી સઘળા ઉઠીને ઉભા થયા. પણ જુગારીઓ હજુ ઠંડા પડયા ન્હોતા. તેમનો ઉત્સાહ વધવા લાગ્યો. હાર્યો જુગારી બમણું રમે એ કહેવત પ્રમાણે તેઓ સ્હવાર સુધી પાશા અને પાના ખેલવાનો નિશ્ચય કરી બેઠા. પેટ ભરીને હોજરૂં ભરવા છતાં શાહેરનો લોર્ડ મેયર મુલાયમ બીસ્તરાપર કાંસી રહયો હતો. અભાગી દરીદ્રનારાયણે શાપ દેતા ભુખે પેટે પોતાની પર્ણકુટીમાં પડયા પડયા હાય હાય કરી રહ્યા હતા. ગરીબ દરજણો આંખ ફાડી ફાડીને ગ્યાસતેલના દીવાની જ્યોતસમી કરતી પાઇ પૈસાની વધુ કમાણી કરવા માટે મોડી રાત સુધી દેહને કષ્ટ આપી રહી હતી. ચોર લોકો મ્હોં પર બુરખા લગાવી, હાથમાં ચાવીના ગુચ્છા, ચોર ફાનસ અને પીસ્તોલ લઇ કોઇ મકાન ફાડવાની તક શોધતા હતા. વિલાસીઓના ભવ્ય દિવાનખાનામાં ગાના બજાનાની ધુમ લાગી હતી. સેંકડો કમભાગીઓ ગમે તે જગાએ પડીને રાત કાઢી નાખવાની વેતરણ કરતા હતા.

આવી ભયાનક રાત્રીએ પેલો હતભાગી મેહમદ માજીના વેશમાં છૂપાતો છૂપાતો કબ્રસ્તાન તરફ જતો હતો. તે ફાટક કુદીને કબ્રસ્તાનમાં દાખલ થયો અને કુહાડી જમીન પર ફેંકી એક જગ્યાએ ઉભો રહી બબડવા લાગ્યો.

“ઓ પ્રભુ ! મેં તારો શો ગુન્હો કર્યો કે તેં મારી આવી દશા કરી ? કયા પાપને લીધે મને આવું ઘોર કર્મ કરવાનું સુઝે છે ? શું હું ગીધ કુતરાઓની પેઠે લાશ સાથે રમત કરવા સરજાયલો છું ? નહિ નહિ. મગર અફસોસ ! હું એવુંજ પાપ કર્મ કરી રહયો છું. આ સ્વપ્ન નથી. પાગલપણું નથી પણ એક ભયાનક સાચું પાપ કર્મ છે. ઘણો ઘણો વિચાર કરૂં છું. પણ અંતે પિશાચને વશ થયે જાઉં છું. ઓહ ! જેમ સાપ ધીમે ધીમે મનુષ્યના શરીરને વીંટાઇ વળે છે તેવી રીતે આ ભયંકર ભાવના મને વશ કરી લે છે. આગની પેઠે એ ભાવના મારા જીગરમાં ધીખી રહી છે. ઓ પ્રભુ હું નસીબ સાથે શી રીતે લડું ? વિધાતાજ મને આવી નીચતા તરફ ઘસડી જાય છે. મેં કોઇનું ખુન કર્યું નથી મેં કોઇના વાળને પણ ઇજા કરી નથી. હું રાત દિવસ પ્રાર્થના કરતો હતો. તો પછી મારી આવી દશા કેમ થઇ ?......હા. સમજ્યો ! મારી આવી દશા ઇશ્વરે નથી કરી પણ સમાજે કરી છે. હું જુલમીઓના જાલીમપણાનો ભોગ થઇ પડયો છું. ગુજરાન કરવા માટે હું મહેનત મજુરી કરવાને તૈયાર હતો પણ મને સમાજે મજુરી પણ ન કરવા દીધી. અંતે હું દરીદ્ર થઇ ગયો. સરકારના કપટથી મારા પ્યારા બાળબચ્ચાંથી હું વિખુટો પડયો. મેં કેટલું દુઃખ સહન કર્યું છે અને અત્યારે મારી મનોદશા કેવી ભયંકર થઇ ગઇ છે તે ઇશ્વરજ જાણે છે ! આહ ! આ સ્મરણથીજ હું પાગલ થઇ ગઇ જાઉં છું. ઓ મારી વ્હાલી પત્ની ! તું કયાં છે ? તું શું કબરમાં આરામથી સુતી છે ? ઓ મારા વ્હાલાં બાળકો ! તમે કયાં છો ? આ સવાલનો જવાબ કોણ આપશે ? બાળકો ! મેં તમારી શોધમાં આખું શહેર ખુંદી નાંખ્યું પણ કયાંય પણ પતો ન લાગ્યો. આવી દશામાં હું ક્રુર પાગલ થઇ જાઉં તેમાં કંઇ નવાઇ છે ?” આટલું કહી તે અભાગી રોતો કકળતો જોરથી છાતી કુટવા લાગ્યો. થોડેક દુર થોડાક મકાન હતા. તેમાંના રહીશો કયારના બીછાના પર પડયા હતા.

કોઇને કાને આ હતભાગીના શબ્દો પડતાં તેણે એમજ માની લીધું કે કોઇ શરાબી દારૂના નીશામાં ગમે તેમ બકતો હશે આ પલે વૃક્ષો પર કાગડાઓ કાકા કરવા લાગ્યા. એક ગીધ એ પાગલના માથા પરથી ઉડી ગયું. તરતજ કબ્રસ્તાનમાં શાંતિ છવાઇ ગઇ. અચાનક તેનું દુઃખ નાશ પામ્યું, તે ઉશ્કેરાઇ ગયો. તરત તેણે કુહાડી જમીન પરથી ઉંચકી લીધી અને એક કૂલાંગ મારી તે એક કબર ખોદવા લાગ્યો. પ્રથમની પેઠેજ તેણે કબર ખોદી કાઢીને લાશ છુંદવા માંડી. લાશને અનેક જખમો કર્યા પછી તે એકદમ સ્થિર થઇ ગયો. લાશની હાલત જોતાંજ તેનું મનુષ્યત્વ પાછું જાગ્રત થયું અને તે રડી પડયો.

"ઓ રામ! મેં આ શું કર્યું?" આટલું બોલી જાણે પિશાચને જોયો હોય તેમ ડરીને ત્યાંથી જીવ લઇને નાઠો. તેનો પગ સ્પ્રીંગવાળી બંદુક પર પડતાં તરત ગોળીઓ છુટી અને તેનાં આખા શરીરમાં જખમ થયા. કોણ જાણે કેમ તેના આખા શરીરમાં રાક્ષસી બળ આવ્યું. તે વીજળી વેગે ત્યાંથી નાશી ગયો. સ્પ્રીંગવાળી બંદુક ફુટવાનો અવાજ આવતાંજ કબર ખોદનાર બદમાસને પકડવાને નીમાયલા માણસો દોડી આવ્યા પણ ત્યાં કોઇ જણાયું નહી એટલે કોઇ ભુતનુંજ કામ હશે એમ ધારી તેઓ ભયભીત થઇ વિદાય થઇ ગયા.

## પ્રકરણ-૧૫૧મું.

### પ્રિન્સની નિશ્ચતા.

મિસીસ ફીટઝ હરબર્ટ કરજદારી માટે ગીરફતાર થઇ તેને બીજે દહાડે બપોરે ત્રણેક વાગ્યાને સુમારે પ્રિન્સ પોતાના દિવાનખાનામાં બેસી એક પત્ર ધ્યાનપુર્વક વાંચી રહયો હતો બ્રન્સવીકની રાજકુમારી કેરોલાઇનની સાથે તેના લગ્ન થવાના હતા તેના રૂપ ગુણની માહીતી મેળવવા માટે તેણે એક દૂતને મોકલ્યો હતો અને એ દૂતનો પત્ર પ્રિન્સ વાંચતો હતો; અત્યારે તેણે ઢીલો ઝભ્ભો અને પાજામો પહેર્યા હતા. પગમાં મોજા અને સ્લીપર હતા. પ્રિન્સ પત્ર વાંચતો વાંચતો બબડવા લાગ્યો.

એના દાંત સુંદર છે. સારી વાત છે. સુંદર દાંત વિનાની રમણી મને કદી ગમતી નથી, દાંત જો સારા ન હોય તો પરમ રૂપવતી સુંદરી પણ બેડોળ લાગે છે ! અહા ! દાંત તો ઓકટેવીઆના ! જાણે મોતીનો હાર ! પોલીનના દાંત પણ દાડમ કલિ જેવા છે. આજકાલ એ નજરેજ પડતી નથી. બુરખા નાચને દિને મેં તેને બ્રેસના ઘરમાં આબાદ ફસાવી હતી પણ અફસોસ ! પેલા કમબખ્ત કોન્સ્ટેબલે આવીને મારી બાજી ઉંધી વાળી દીધી ત્યારથી તેને મેળવવાને મારૂં મન આકુળ વ્યાકુળ થઇ ગયું છે. શું કરૂં ? ખુદાએ એને નવરાશની વેળાએ ઘડી લાગે છે ! બુરખા નાચમાં એની ફુલી ફાલી જવાનીનો બહાર કંઇ ઓર રંગ બતાવી રહયો હતો ! શું સુંદર ગોળ બાહુ ! કેવા મનોહર હાવભાવ ! કેવાં વિશાળ સ્નેહાળ નયનો ? પોલીન એની બહેન ઓકટેવીઆ કરતાં પણ વધારે ખુબસુરત છે. જાણે જન્નતની હુર ! એ મને ન મળે ત્યાં સુધી મારા દીલને ચેન પડવાનું નથી. અહા ! એના રકતપ્રવાહ સમ ઓષ્ઠપરનો અમીરસ ચુસવાને હું કયારે ભાગ્યશાળી થઇશ ? એની પ્રેમની લજ્જાથી અર્ધી મીંચાતી આંખોના કટાક્ષથી એ પોતે મને કયારે ઘાયલ કરશે ! પોલીન વિનાનું મારૂં જીવન તદન નકામું છે..."

આમ બબડતાં બબડતાં પ્રિન્સે આંખો મીંચી લીધી. કામીની નજર સામે સ્વપ્નામાં જાણે પોલીન રજુ થઇ હોય અને તે તેની પ્રિયતમા

થવાને તઇયાર થઇ હોય એવો તેને ભાસ થયો. પણ તેની એ સુખદ તંદ્રાવસ્થા વધુવાર ટકી નહિ. તેના હાથમાંનો પત્ર નીચે પડી ગયો તેથી તે ચમક્યો. તે જમીન પર પડેલો પત્ર ઉપાડી ફરીથી પોતાનિ ભાવી પત્નીના રૂપ ગુણની ટીકા કરવા લાગ્યોઃ

"હં ! ત્યારે મારી પટરાણીના દાંત તો સારા છે. ઉમ્મર પચીસ વરસની છે. એ પણ ઠીક છે. રૂપવતી રમણી પચીસ વરસની હોય તેજ મને ગમે છે. એ ઉમ્મરની સુંદરી ખોટી શરમ રાખતી નથી. તરતજ રતિક્રીડામાં પાવરધી થઇ જાય છે. બહુ લાંબી નથી તેમ બહુ પાતળી પણ નથી. વક્ષસ્થલ સુંદર છે. હં ! જરા લાંબી હોત તો સારૂં થાત ! જ્યોર્જીઆ જેવી લાંબી અને પોલીન જેવી સુડોળ હોત તો કેવું સારૂં થાત ! આહ ! પુનઃ પોલીન યાદ આવી ! એ છોકરીએ મને પાગલ બનાવી મેલ્યો છે. જવા દો. જોઉં તો ખરો ! મારી સ્ત્રીનું બીજું વર્ણન કેવું છે ! તે જોઉં ! મારો દુત લખે છે કે સામાન્ય રીતે એનું આખું શરીર રમણીય છે. આ વાત ઠીક છે. મને પુર્ણ પરિપક્વ સુંદરતાજ ગમે છે. મોટી જાડી સ્ત્રી ગમતી નથી. એવી સ્ત્રીની મોહબતમાં કંઇજ મઝા નથી. એનામાં અનેક સદ્‌ગુણો છે ! વાહ ! અમારી અંગ્રેજ રમણીઓ કરતાં એનામાં શું વધારે હશે? શું એ જર્મનરાજ કુમારી છે તેથી તેને ગુણવંતી ગણી હશે ! ભલે આજકાલ એવોજ રિવાજ છે. રાજારાણી અવે અમીર ઉમરાવો ગમે તેવા હોય તો પણ તેમને સકળ ગુણ સંપન્નજ માનવા જોઇએ. હા—એમજ માનવું જોઇએ; નહિ તો પછી રાજાનું દેવતુલ્ય કેમ જળવાઇ રહે?...રાજકુમારી દરબારમાં બીરાજે છે ત્યારે ભવ્ય અને ગઉરવવંતી લાગે છે ! તોપ ! સરીઆમ તોપ ! મધ્યમ કદની સ્ત્રી કદિ ગઉરવવંતી લાગતી નથી. હશે. જવા દો એ વાત ! આ રાજસતા મારા અમલ સુધીજ ટકવાની છે. પછી?—પણ પછી શું થાય તેની મને શી ચિંતા છે? હું પ્રજામાં ઇશ્વર જેવો મનાઉં એટલે બસ?...મારો દુત લખે છે કે પ્રિન્સેસનો સ્વભાવ મધુર અને સરળ છે. એ તો આવશે ત્યારે માલુમ પડી જશે ! જ્યારે એને ખબર પડશે કે મારે અનેક આશકો છે ત્યારેજ

એની મધુરતાની કસોટી થશે. એની આંખો નીલી અને તેજસ્વી છે. પોલીનની આંખો તો નીલી અને મદભરી છે. એની આંખોની જોડીજ મળવી મુશ્કેલ છે.......એના ચહેરા પર નિરંતર ઉત્સાહ દેખાય છે. આ વળી શું ગોટાળો છે ! આ જુઓ ! આ ડેસબરોની કાઉન્ટેસ એલીનર !" કહી તે દિવાલપરની એલીનરની છબી ટીકી ટીકીને જોવા લાગ્યો. "એની રગે રગે લાલસા તરવરી રહી છે. ડચેસ ઓફ ડેવન શાયરના અંગ પ્રત્યંગ રતિ પતિની સત્તા જામેલી જણાઇ આવે છે. પેલી રોઝ ફોસ્ટરના ગૌરવ-ભર્યા કૌમારની શી વાત કહું ? પોલીનનું વદન પણ કેવું તેજસ્વી છે ? મારી બૈરીના ચહેરાપર કઇ જાતનો ઉત્સાહ છે તે સમજાતું નથી. જ્યોર્જીઆના, એલીનર, રોઝ અને પોલીનમાંથી મને ફક્ત પહેલીજ મળી છે. એલીનર મને ધિક્કારે છે. રોઝ મારાથી ડરે છે અને પોલીન તો મને મગતરા જેવો ગણે છે. ખરેખર હું મુર્ખ છું મારે ક્યારની એ ત્રણેને વશ કરવી જોઇતી હતી. થોડા વધુ વખત પાછળ પડવાથી એલીનર જરૂર મારા મોહમાં મુગ્ધ થઇ જાત. રોઝ મારા કબજામાં હતી જો જરા વધુ જુલ્મ કર્યો હોત તો એનું સતીત્વ સહેલાઇથી લુંટાઇ જાત ! ખુરખાનાચની રાતે પોલીનનો પીછો છોડ્યો ન હોત તો આટલે ક્યારની એ મારી ઉપપત્ની થઇ જાત ! હશે. હવે એ ત્રણેને હું નમાવું તોજ ખરો ! ગમે તેમ થાય પણ અભિમાની એલીનરને મારા પંઝામાં સપડાવ્યા વિના હું જંપવાનો નથી. તે દિને રાજમહેલની મીજબાની વખતે મારા શયનગૃહમાં નાસી ગઇ ત્યારે તેના જોબનનો બહાર લુંટવાની સોનેરી તક હતી. પણ કમબખ્ત ફીટઝે મારી બાજી બગાડી નાખી હતી. તે રાતે મેં એલીનરને કહ્યું હતું કે આજ સુધી હું તને જેટલા પ્રબલ પ્રેમથી ચાહતો હતો તેટલાજ પ્રબલ ધિક્કારથી હવે પછી તારો હું તિરસ્કાર કરીશ. પણ એવી મૃગનયનીને મારા જેવો વિલાસી પુરૂષ ક્યાં સુધી ધિક્કારી શકે ? પેલી નાદાન, નિરાધાર રોઝ તો કોઇ દિવસ મારી થશેજ. હું તેને ગમે ત્યાંથી પકડાવી મંગાવીશ. પોલીનની ખુબસુરતી પણ કોઇથી કમી નથી. એને પણ કોઇવાર જોઇ લઇશ. જ્યારે મારી બધી વાસના તૃપ્ત થશે ત્યાર પછી મારા જેવો ઐયાશ હિન્દુસ્થાનનો

કોઇ બાદશાહ પણ નહિ મળે!" પ્રિન્સ પોતાની પાપી દૃષ્ટીએ પડેલી રમણીઓના ચિત્રો જોતો થોડીવાર આંખ મીંચી પડી રહયો. પછી તેને પેલો પત્ર પાછો યાદ આવ્યો.

"પહેલા આ પત્રનો વિચાર કરવાની જરૂર છે. જે રાજકુંવરી સાથે મારી શાદી થવાની છે તેના તરફ મારૂં મન કેમ દોડતું નથી! મારા દૂતે તેની સુંદરતાની પ્રશંસા કરવામાં અતિશયોકિત કરી છે છતાં મને તે ગમતી નથી? મારૂં મન બીજી રૂપસુંદરીઓ માટે કેમ વ્યાકુળ થઇ જાય છે? બસ. બસ. એ મને ગમતીજ નથી. હું ઇંગ્લંડનો ભાવી રાજા છું. મારૂં મન હરણ કર્યા વિના એ મને પરણવાને રાજી થઇ છે તો એનું ફળ એને ચાખવુંજ પડશે. હું તેને વાસણ માંજનારી દાસી કરતાં પણ હલકી બનાવી દઇશ." કહી પ્રિન્સે કેરોલાઇનને થોડીક ગાળો દિધી. તે પછી તે પત્ર આગળ વાંચવા લાગ્યો:

"આપ નામદારે મારા ઉપર મહાન કર્તવ્યનો બોજો નાંખ્યો છે અને હું પણ યથાશક્તિ મારી ફરજ બજાવવાની પ્રતિજ્ઞા લઇ આવ્યો છું. મેં રાજકુમારીના રૂપનું વર્ણન ઉપર કર્યું છે. હવે તેના ચારિત્ર્યનું વર્ણન કરીશ. રાજકન્યા પવિત્ર અને સદ્‌ગુણી છે તે વિષે કંઇ શક નથી. નિંદાખોરો પણ તેનાં ચારિત્ર્યના વિરૂધ્ધ હોઠ હલાવી શકતા નથી. પણ ગુપ્ત રીતે ખબર કાઢતાં મને માહિતી મલી છે કે બેરન બરગેમી નામના યુવાન પર રાજકુમારી મોહી પડી હતી. હાલમાં બેરનની દશા સારી નથી પણ પ્રાચીન ખાનદાનનો નબીરો છે. હવે તેની પાસે દોલત નથી, તેનો દેખાવ મોહક છે. તે પ્રશીઆમાંના અત્રેના રાજ્યના એલચીના ખાનગી સેક્રેટરીનું કામ કરતો હતો. પણ તમારી સાથે રાજકુમારીના લગ્ન થવાની ચર્ચા શરૂ થતાંજ તે કયાંક ગુમ થઇ ગયો છે. લોકો કહે છે કે સરકારે તેને કોઇ બીજા કામ પર રવાના કર્યો છે એ યુવાન સાથે રાજકુમારીને પ્રેમ થવાની કહાણી અજાયબી ઉપજાવનારી છે. બંનેએ હજુ સુધી પરસ્પર વાત પણ કરી નથી. અહીંના રાજવંશી દેવળમાં પ્રાર્થના કરવા જતા યુવાન બરગેમી પર રાજકન્યાની નજર પડી હતી અને પ્રથમ દૃષ્ટિએજ તે બેરન પર મોહી પડી હતી. આ વાતને દોઢ વર્ષ થયું થોડા

સમયથી બરગેમી અત્રે નથી. તે પહેલા તે દર રવીવારે દેવળમાં જતો હતો.. દેવળમાં રાજકુમારી સાથે તેને મ્હોડેથી તે ઉંચકી લઇને વાતચીત થઇ ન્હોતી, પણ પ્રેમીઓ નેત્રોથી કંઇ કંઇ તો કરી શકે છે તે તમે જાણતા હશો, રાજકન્યાએ એક બેવાર બેરન તરફ ફુલ ફેંકયા હતા. બેરને છાતી સરસા ચાંપ્યા હતા. બેરન રાજકન્યાને જોયા પછી કવિ થઇ ગયો હતો. અને તેને રાજકુવરીના રૂપની પ્રશંસા કરનારાં અનેક ભાવભર્યાં કાવ્યો જોડી તે તેની મુખ્ય સાહેલી પર મોકલી આપ્યાં હતાં. એ સાહેલી જરા રૂપ ગર્વિતા છે. તેના પોતાના પર કોઇએ મોહીત થઇને આ કાવ્યો મોકલ્યા છે. એમ માનીને તેણે એ કાવ્યો અભિમાનથી રાજકુમારીને બતાવ્યા. રાજકુમારી આ કવિને તરત ઓળખી ગઇ અને આ રીતે બંને પ્રેમીઓ વચ્ચે વિશુદ્ધ પ્રેમની અદલા બદલી થતી રહી. બનેનું તારામૈત્રિક ઘણી વાર થયું હશે. પણ હજુ સુધી એકબીજાના હાથનો સ્પર્શ થયો નથી તેમ બંનેએ કાનમાં વાત પણ કરી નથી. કુંવરી ઘણી ભોળી છે. તેણે એક બે સાહેલીને વાત કરી અને સાહેલીઓએ રાજારાણીને આ ખબર આપી. રાજા રાણીને આ વાત સાચી ન લાગી છતાં રાજાએ પ્રશીઆના દરબારનો હુકમ લઇ બરગેમીને બીજી જગાએ રવાના કરી દીધો. રાજ-કુંવરીના જીવનમાંનો આજ એક પ્રેમ પ્રસંગ છે, મને લાગે છે કે હજુ પણ એ યુવાન સબેરનની પ્રતિમા રાજકન્યાના હૃદય સિંહા-સન પર બીરાજે છે. મેં આ વાત તેની એક વિશ્વાસપાત્ર સખી મારફતે જાણી લીધી છે." પત્રમાંની આ હકીકત વાંચી પ્રિન્સ જરા નારાજ થયો. પણ વિવાહ તોડી નાખવા જેવી કોઇ હકીકત તેમાં નહોતી. જો બ્રન્સવીકની રાજકન્યા સાથે તે લગ્ન નહિ કરે તો બ્રીટીશ પ્રધાનો તેને માટે બીજી સ્ત્રી શોધી કાઢશે તે કદાચ આના કરતાં પણ ખરાબ નીકળી તો પોતાની મીટ્ટી પલીદ થઇ જશે એમ માનીને પ્રિન્સે સંતોષ પકડયો. લગ્ન થયા પછી બધું જોઇ લેવાશે એમ ધારી તે પેલા પત્રને સગડીમાં નાખવાની અણી પર હતો એવામાં તેને ખ્યાલ આવ્યો કે ભવિષ્યમાં કદાચ આ પત્ર ખપ લાગશે. આવો વિચાર કરી તે પોતાની ડેસ્કમાં તે પત્ર મુકવા ગયો. ડેસ્ક પાસે

જતાંજ તેને યાદ આવ્યું કે આજ ડેસ્કમાંથી લેડી લીટીશીઆ લેડ તેના ખાનગી પત્રો ચોરી ગઇ હતી. ગુસ્સાથી ડેસ્ક પર હાથ પછાડી તે બબડયો: "શું કરૂં ? હમણાં તો હું એ બદમાસ બલાના પંઝામાં સપડાયલો હોવાથી લાચાર છું. પણ એક દહાડો લીટીશીઆને હું બતાવી આપીશ કે મારી શક્તિ કેટલી મહાન છે."

આ વખતે તેનો વિશ્વાસુ નોકર જરમીન અંદર આવ્યો અને પ્રિન્સને એક ચીઠી આપી જવાબની રાહ જોતો થોડે દુર ઉભો રહયો. પત્ર પરના અક્ષર જોતાંજ પ્રિન્સ કમ્પ્યો. એ પત્ર મીસીસ ફીટઝનો હતો. પ્રિન્સ તે વાંચવા લાગ્યો.

"આજે મારા દુઃખનો પાર નથી તેથી હું તમારી મદદ માંગું છું. પોતાના પતિ પાસે એક પત્ની જે રીતે સહાય માગે છે તેવીજ રીતે સહાય માગવાનો મને હક હોવા છતાં અત્યારે હું તેવો દાવો કરતી નથી. મિત્ર તરિકે પણ હું તમને વિનંતી કરી શકતી નથી કેમકે હવે મારા પર તમારી લેશ માત્ર કૃપા રહી નથી. ગુપ્ત પ્રણયિની રૂપે તમને હું કંઇ કહેતી નથી કેમકે હું મને હંમેશાં તમારી ધર્મપત્નીજ માનતી હતી. એકવાર પ્રેમ અને મિત્રતાની છેલ્લી પરિક્ષા કરવાની ઇચ્છા થઇ હતી પણ એ ભાવના દાબી દીધી છે. અત્યારે તમારા ને મારા આગલા સંબંધનો ખ્યાલ કરી તુમને અરજ કરૂં છું કે આ ચીઠ્ઠી લાવનાર ગૃહસ્થને મળજો અને મને આફતમાંથી બચાવવાનો ઉપાય કરજો."

"આ ચીઠી લાવનારને અહિં મોકલ—" પ્રિન્સે હુકમ કર્યો. જરમીન તરત નેથન કીમ્પને હાજર કરી વિદાય થઇ ગયો.

"મિસીસ ફીટઝ હમણાં કયાં છો ? અને તમે કોણ છો ?" પ્રિન્સે તેને પૂછ્યું.

"મીસીસ ફીટઝ અત્યારે સાહુકારી જેલમાં છે.—" કીમ્પ શીર ઝુકાવી બોલ્યો.

"શું ? જેલમાં ? તું શેરીફનો નોકર છે ?"

"જી, હા: નામદાર ! મીસીસ ફીટઝ મારા કબજામાં છે."

"કેટલી રકમને માટે ?"

"ફક્ત બે હજાર પાઉંડ માટે."

"બે હજાર પાઉંડ !" ખુરશી પર બેસી પ્રિન્સ બોલ્યો: "મીસીસ રીટઝ મારી પાસે શું ચાહે છે ?"

"પૈસા, નામદાર ! પૈસા !"

"મારી પાસે તો બે ગીની પણ નથી." પ્રિન્સ બોલ્યો: "વારુ, તારું નામ શું ?"

"જી—ગુલામનું નામ નેથન ક્રીમ્પ !"

"વારુ મી૦ ક્રીમ્પ ! તમે લોકો તો ઘણા વિશ્વાસુ હો છો. મીસીસ રીટઝના કરજ માટે હું ચીઠી લખી આપું અને તમને થોડુંક ઇનામ આપું તો તમે તેનું કરજ ચુકવી આપશો ?"

"જી માફ કરો નામદાર ! આપ નામદારની પ્રોમીસરી નોટ બજારમાં ચાલતી નથી અને અત્યારે મારી પાસે એટલા પૈસા પણ નથી." ક્રીમ્પ બોલ્યો.

"તો અત્યારે બે હજાર પાઉંડ ક્યાંથી લાવું ?"

"નહિ હોય તો મીસીસ રીટઝને જેલમાં રહેવું પડશે. નામદાર ! એ બિચારી પાસે કાણી કોડી પણ રહી નથી."

"હા. તારી વાત સાંભળીને મને બહુ શોક થાય છે. પણ હું તને પ્રોમીસરી નોટ લખી આપ્યા સિવાય બીજું કંઇ કરી શકતો નથી."

"ત્યારે મિસીસ રીટઝને હું શું કહું ?"

"એમ કહેજે કે હાલમાં મારી પાસે પૈસા નથી અને મારી તબીઅત પણ સારી નથી એટલે તેને મળવા પણ આવી શકતો નથી. જો તારી બાજુમાં ચોર દરવાજો છે ત્યાંથી ચાલતો થા. આ એક ગીની ઇનામ લઇ જા." કહી પ્રિન્સે ચોર દરવાજો ખોલ્યો અને ક્રીમ્પ ગીની ગજવામાં નાખી એ રસ્તેથી ઉતાવળો ઉતાવળો નીચે જવા લાગ્યો. એજ વખતે ચોર દરવાજાને રસ્તે કોઇ ઉપર આવતું

હતું. ક્રીમ્પ બબ્બે પગથીઆ કુદતો દાદર ઉતરતો હતો તે અચાનક સામેથી આવનારપર ગબડી પડ્યો. હજુ તો તે ઉભો થાય તે પહેલાં આવનાર વ્યક્તિએ તેને ચાબુકે ચાબુકે ફટકાવવા માંડ્યો.

"બેવકુફ! આંધળો છે? સામે જોતો નથી?" આવનાર વ્યક્તિ બોલી. તેણે મરદનો પોષાક પહેર્યો હતો પણ તેનો સ્વર સ્ત્રી જેવો મધુર હતો.

ચોર દરવાજામાંથી નીચે જવાના દાદર પર થોડીક રોશની હતી. તેમાં આવનારનું મ્હોં બે ત્રણ વાર જોવાથી ક્રીમ્પને લાગ્યું કે તે પુરૂષ નથી પણ સ્ત્રી છે. લીટીશીઆના ઘુંઘરાલા વાળ તેની પીઠ પર લટકતા હતા. અને સુંદર ક્લોક કોટ પહેરવા છતાં તેના ઉન્નત ઉરજ રમણીની સુંદરતામાં ઓર વધારો કરતા હતાં.

"માફ કરો મીસ્ટર! અરે-મેડમ! મારી ભુલ થઇ-"

"ઠીક છે. હવે કહે કે તું કોણ છે અને શા માટે અહિં આવ્યો હતો?" જરા હસીને લીટીશીયા લેડે પુછ્યું: "તું રાજાનો નોકર લાગતો નથી પણ બેલીફ જેવો લાગે છે."

"હાજી તમારી ધારણા સાચી છે."

"વારૂં-હવે સાચી વાત કર, તું પ્રિન્સ પાસે કેમ આવ્યો હતો?" કહી લીટીશીઆએ તેના હાથમાં બે ગીની સરકાવી દીધી.

"તમારી ચાબુક ખુબ વાગી છે-" ક્રીમ્પ વાંસો પંપાળતો બોલ્યો.

"મેં તેનો ઇલાજ તો કરી દીધો ને!" લીટીશીઆ હસી.

બે ગીની મળવાથી તથા લીટીશીઆ જેવી જોબનવંતીને સામે જોવાથી ક્રીમ્પ રાજી રાજી થઇ ગયો.

"તમે કોણ છો તે તો કહો."

"ધીમે બોલ! મારૂં નામ લેડી લેડ! બોલ, તું શા માટે પ્રિન્સ. ને મળવા આવ્યો હતો.

"તમે મીસીસ ફીટઝને ઓળખો છો?"

"નામ સાંભળ્યું છે, તેનું શું છે?"

"તે કરજ નહી ચુકવી શકવાથી આફતમાં આવી પડી છે. તેની ચીઠ્ઠી લઇ હું પ્રિન્સ પાસે પઇસા માગવા આવ્યો હતો."

"પછી પ્રિન્સે શું કહ્યું ?"

"એમ કહ્યું કે નામદાર પાસે પઇસા પણ નથી અને મીસીસ ફીટઝને મળવા જવાની એમની મરજી પણ નથી.

"હાલમાં મીસીસ ફીટઝ કયાં છે ?"

"આજે તો ચેન્સરી લેનમાં મારી ઓફીસમાં છે, પણ જો આજે પઇસા નહિ મળે તો કાલે તેને ફલીટ જેલમાં જવું પડશે, કેમ કે મી. રીગડન પોતાના કુળના લાભ માટે ગમે તે કરતાં ડરતાં નથી."

"હશે. મને તારા રીગડનની દરકાર નથી. પ્રિન્સે મીસીસ ફીટઝ સાથે ઘણુંજ નીચ વર્તન ચલાવ્યું છે. વારૂ ફીટઝ પર કેટલું કરજ છે ?"

"બે હજાર પાઉંડથી સહેજ ઉપર ! અત્યારે તમારા જેવી કોઇ ખાનદાન સ્ત્રી તેને મળે તો તે ઘણી આભારી થશે."

"ચાલ, હું તારી સાથે આવું છું." કહી તે મનમાં વિચાર કરવા લાગી: "પ્રિન્સ પાસે જે કામ માટે આવી છું તેમાં જરા વિલંબ થશે તો કંઇ વાંધો નથી. મીસીસ ફીટઝને અત્યારે બચાવીશ તો કોઇવાર પ્રિન્સને તાણો તો મારી શકાશે ! ઠીક છે. એક કાંકરે બે પક્ષી મરશે.

આવા વિચાર કરી લીટીશીઆ પ્રિન્સ પાસે જવાને બદલે ક્રીમ્પની સાથેજ રાજમહેલમાંથી બહાર નીકળી અને ત્યાંથી એક ગાડી ભાડે કરી બન્ને ચેન્સરી લેન તરફ ઉપડી ગયાં.

## નવમો ભાગ સંપુર્ણ.